# નવરંગી બાળકો.

સ્વ૦ ભોગીન્દ્રરાવ રતનલાલ દિવેટીયા બી. એ.

છપાવી પ્રસિદ્ધ કર્ત્તા.
મેસર્સ. એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની.
સ્થલ. કાલબાદેવી રોડ-મુંબાઈ



# દીર્ઘાયુષી શી રીતે થવાય.



ભાષાન્તર કરનાર

રા. બા. ગોવિન્દભાઇ હાથીભાઇ દેશાઇ.

બી. એ. એલ એલ. બી. મુખ્ય ન્યાયાધીશ



ત્રીજી આવૃત્તિ.



બ્રીટીશ તેમજ દેશીરાજ્યમાં મંજુર કરેલી.

# નવરંગી બાળકો



અનુવાદક.

સ્વ૦ ભોગીન્દ્રરાવ રતનલાલ દિવેટીયા બી. એ.

આકાશેઠ કુવાની પોળ–અમદાવાદ.



છપાવી પ્રસિદ્ધ કર્ત્તા.

મેસર્સ. એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની.

સ્થલ. કાલબાદેવીરોડ–મુંબાઈ.



સંવત. ૧૯૭૮ સને. ૧૯૨૧

આવૃત્તિ ૩ જી. પ્રત. ૩૦૦૦



કીંમત રૂ. ૦–૮–૦

# પ્રથમ આવૃત્તિની પ્રસ્તાવના.



બાલકોને ન્હાની ન્હાની કથાઓ વાંચવી, સાંભળવી બહુ ગમે છે. એનો અનુભવ પોતાનાં બાલકોના શિક્ષણ ઉપર ધ્યાન આપતાં માબાપો અને શિક્ષકોને હશે. ગુજરાતીમાં ન્હાનાં બાળકો રસથી વાંચે–સમજે અને એમનાં હૃદય ઉન્નત થાય એવાં પુસ્તકો ગણ્યાં-ગાંઠ્યાંજ છે. બાલસાહિત્ય માટે મ્હને મમતા હોવાથી સુંદરી સુબોધ વગેરેમાં બાલકો માટેની વાર્તાઓ આપેલી તે જનસમાજને બહુ ગમી હતી અને એવી વાર્તાઓ લખવા મ્હેને વારંવાર આગ્રહ થાય છે.

આવીજ વાર્તાઓનો "બાલવાડી" નામનો સંગ્રહ પ્રો. ગજ્જર માટે મ્હેં તૈયાર કરી બે વર્ષ થયાં એમને સોંપ્યો છે અને આશા છે કે એ ટુંક સમયમાં પ્રસિદ્ધ થશે.

ટોલ્સ્ટોયની વાતો લોક પ્રિય થતાં નિશાળમાં ભણતાં વિદ્યાર્થીઓમાં વહેંચાઈ. એ વાર્તાઓ સમજનારાં બાળકો કરતાં પણ નાનાં બાળકો માટે એક પુસ્તક તૈયાર કરવા આવા કામમાં હમેશાં ઉત્સાહી–મ્હારા અંગત સ્નેહી ભાઇ ભવાનીદાસ નારણદાસ મોતી-

વાળા બી. એ. એલ. એલ બી. એ સૂચના કરી અને એમણેજ આપેલા Those girls નામના પુસ્તક ઉપરથી આપણા જનસમાજના આચારવિચારને રૂચે એવું સરળ બોધદાયક પુસ્તક યોજવાનો શ્રમ કર્યો.

આ વાતો બાલકોને પ્રિય થઇ પડશે એ નિઃસંદેહ છે. એક પણ વાત એવી નથી કે વાંચતાં વાંચતાં સંકોચ થાય. જે ઉદ્દેશથી લખાઇ છે, લખાવાઇ છે, તે ઉદ્દેશ સચવાય ને બ્હોળે હાથે વંચાવાય તો કૃતકૃત્ય માનીશું. અને આનંદની વાત એ છે કે આ પુસ્તક આપણા લોકપ્રિય વાઇસરોય લોર્ડ હાર્ડીંજની જન્મ તિથિ નિમિત્તે જે દિવસે બાલોત્સવ ઉજવવાનો છે તેજ દિવસે બ્હાર પડે છે.

| | |
|---|---|
| રાયપુર—અમદાવાદ.<br>તા. ૨૦ જુન ૧૯૧૬ | ભોગીન્દ્રરાવ ર. દિવેટીયા. |

# બીજી આવૃત્તિની પ્રસ્તાવના.



બાળકોને ધર્મનું, નીતિનું, ભવિષ્યના શહેરી થવાનું જ્ઞાન આપવા માટે વાર્તા જેવું એકકે સાધન નથી એ પંચતંત્ર ઇસપનીતિના સમયથી તે અત્યાર સુધીના અનુભવથી સિદ્ધ થયું છે. મી. ગોલ્ડ જેવા સુપ્રસિદ્ધ બાલનીતિશિક્ષકનો પણ એજ અનુભવ છે. જે સમયમાં છાપવાની અનુકુળતા નહોતી તે સમયે માબાપો રાતના વાળુ કર્યા પછી બાલકોને પાસે બેસારી રસભરી વાતો કહેતાં અને એ બ્હાને બાલકોમાં ધર્મ, બુદ્ધિ, નીતિ, વિકસતાં, આ બધામાં એકજ મુદ્દો યાદ રાખવાનો છે તે એજ કે બાલકો માટે વાતો કવિતાઓ, એમનીજ ભાષામાં, સરળ અને રસ પડે એવી ભાષામાં હોવાં જોઇએ.

કાઉન્ટ ટોલ્સ્ટોયની વાતો અને આ પુસ્તકની પ્હેલી આવૃતિઓની ગુજરાતમાં એટલી માંગણી થઇ કે બન્ને પુસ્તકોની બીજી આવૃતિ કઢાવવી પડી છે. બન્ને પુસ્તકો અનેક કુટુમ્બોમાં રસભર વંચાય છે અને બાલકોને પ્રિય થઇ પડયાં છે એ જોઈ સંતોષ થાય છે. ચાલતા યુદ્ધને અંગે કાગળો વગેરેની મોંઘવારી એટલી વધી છે

કે આ પુસ્તકો હજી ઘણાં સસ્તાં કરવાની અને સચિત્ર બનાવવાની ઇચ્છા ફળીભૂત થઇ નથી. પરંતુ ત્રીજી આવૃતિમાં ચિત્રો નાંખવા તીવ્ર ઇચ્છા છે. બાલકોમાટે બીજાં ઇતિહાસ વાર્તા સામાન્ય જ્ઞાનનાં પુસ્તકો બનતી અનુકુળતાએ પ્રસિદ્ધ કરીશ અને મને પાછલા અનુ-ભવથી ખાત્રી છે કે ગુજરાત એનો સ્વીકાર કરશેજ.

આ પુસ્તકપણ કાઉન્ટ ટોલ્સ્ટોયની વાતોની માફક ઉત્સાહી એન. એમ ત્રીપાઠીની કંપનીએ પ્રસિદ્ધ કરી ગુજરાતને અનુકુળતા કરી આપીછે માટે તેમનો ઉપકાર.

વીલર વીલા
શાન્તાક્રુઝ
૮-૮-૧૯૧૬

ભોગીન્દ્રરાવ આર. દિવેટીયા.

# અનુક્રમણિકા.

# નવરંગી બાળકો

વાર્તા પહેલી.

## ગામડીયણ છોકરી.

જમની મૂળ રહેવાશી બારેજડીની હતી. ત્હેના બાપને મુંબાઈ નોકરી હતી એટલે તે મુંબાઇ આવી. સાત વરસ સૂધી બારેજડીમાં રહી હતી. ત્યાં ન્હાની ઘાઘરી–કબજો ને કદિ કદિ ઓઢણી ઓઢતી. ગામની નિશાળમાં ભણવા જતી ને માની જોડે ગાય ભેંસને તળાવે પાણી પીવા લઈ જતી. સાથે રાખેલી ન્હાની ટોપલીમાં છાણ પણ ભેગું કરતી.

આઠ વર્ષની થઇ એટલે મુંબાઈ ગઇ. ત્યાં ફ્રૉક, બૂટ, ઝાલરવાળા ચણીયા, ફુલેલી બાંયના કબજા પહેરવાના આવ્યા. થોડા દહાડા તો જમનીને નવું નવું લાગ્યું. નિશાળમાંથી ઘેર ને ઘેરથી નિશાળ. એવામાં જમનીને તાવ આવ્યો તે ઉતરેજ નહિ. જમની બહુજ નરમ થઇ ગઈ ને ડાક્તરોએ દેશમાં જવાની સલાહ આપી. જમની બારેજડી જવાનું સાંભળી ખુશ ખુશ થઈ. ત્યાં આઠેક દહાડામાં સાજી થઈ, ને ઓઢણી ઓઢી ગાયને પાણી પીવાડવા

જવા માંડયું. દૂધ દહોવામાં, છાશ વલોવવામાં, માખણ કઢાવવામાં, લીંપવામાં, તળાવે જઈ લુગડાં ધોવામાં અને આવી ખુલ્લી હવામાં જમનીને ખૂબ મજાહ પડતી. પંદર વીશ દિવસમાં તો જમની લાલ બૂમ થઇને જ્યારે ત્હેના બાપનો મુંબાઇ આવવાનો કાગળ આવ્યો ત્યારે આવી મજાહ ને હવા મૂકી જવું ગમ્યું તો નહિ, પણ શું કરે?



વાર્તા બીજી.

# છોકરા ભેગી રમનારી છોકરી.

ચંદા એકની એક છોકરી હોવાથી તેને છોકરા ભેગી રમવાની ટેવ પડી હતી. પાડોશમાંના છોકરાઓ જ્યાં જાય ત્યાં તે જતી. એક દિવસ છોકરાઓ પતંગ ઉડાડતા ઉડાડતા ખેતરો ને ટેકરા ઉપર ગયા. ચંદા તેમની પાછળ પાછળ ગઈ. ઉન્હાળાનો દિવસ હતો ને આછો તાપ પડતો હતો. છોકરાઓ સવારે જમી નિશાળના પાઠ કરીને નિકળ્યા હતા, ચંદા સાથે આવી છે, તે ખબર છોકરાઓને નહોતી. કેશવ નામનો એક આઠ વર્ષનો છોકરો પછીથી આવ્યો ત્હેણે ચંદાને જોઈ. ચંદા છોકરાઓની પાછળ હાંફતી હાંફતી દોડતી હતી. કેશવાએ ચંદાને કહ્યું. “ચંદા! તું ક્યાં આવે છે? છોકરાઓની આવી રમતમાં છોકરીઓથી ન અવાય; જા! પાછી જા! ત્હારી માએ કેમ આવવા દીધી?”

ચંદાએ કહ્યું "મારી મા જાણુતી નથી." આટલું બોલી રોવા લાગી.

છોકરાઓ તો ખાડા–ખૈયા, ટેકરા–ખેતર ખૂંદતા ખૂંદતા સાથે દોડતા હતા. ચંદા થાકી ગઇ હતી. રસ્તામાં વાડ–કાંટાથી પગે ઉઝરડા ભરાયા હતા. ચણીયો જરા ફાટયો હતો. આગળ ચાલતાં પગ લપસ્યો ને કરમોડ ખાધી. સામેથી એક ખેડુત આવતો હતો ત્હેણે ચંદાને ઝાલી લીધી, નહિતો કોણુ જાણે શું થાત ! પેલો ખેડુત ચંદાને ઓળખતો, એટલે ત્હેને ઘેર મૂકી ગયો. ચંદાને ઘણા દિવસ પથારીમાં પડી રહેવું પડયું. પગની કરમોડને લીધે ઉભા રહેવાતું નહિ. ત્હેની પીડાનો તાવ પણુ આવતો. મેળામાં કે લગનમાં જવાતું નહિ ને ચંદા ઘરમાં એકલી પડી રહેતી. પણુ તે દિવસથી છોકરાઓ ભેગા ન રમવાનો તેણે ઠરાવ કર્યો ને તે ઠરાવ પાળ્યો.



વાર્તા ત્રીજી.

# લાલચુ છોકરો.

જગુ ભલો; વ્હાલસોયો, કહ્યું માનનારો, અને ડાહ્યો છોકરો હતો; તો પણુ ત્હેનામાં એક મ્હોટો દોષ હતો. તે બહુ લોભી ને અધીરો છોકરો હતો. તે હમેશાં સુઘડ રહેતો. ત્હેના વાળ હમેશાં હોળેલા રહેતા. ચડ્ડી, કબજો ચો-

ઝમાં રાખતો. માથામાં જૂ નહોતી તેમજ પગે કે શરીરે મેલ નહોતો રહેતો. જગુને બધા બોલાવતા. આવા સાત આઠ વર્ષના દેખાવડા ને ડાહ્યા છોકરાને સારૂં સારૂં ખાવાનું જોઈતું હશે અને ખાવાના માટે ગાંડો થાય એમ કોઈ ધારતું નહિ. ચૈત્ર મહિનામાં તેની વરસગાંઠ આવતી અને તે દહાડે શિખંડ થતું. દરમહિને માને પૂછતો કે " બા, બા ! આ કયો મહિનો ? ચૈતર મહિનો ? " ઘરમાં બીજાંની વરસગાંઠ કયારે આવે તેની વાટય જોતો. કોઇ મહેરબાન પરોણા આવતા ત્યારે ગળ્યું થતું એટલે બા ! મામા કયારે આવશે ? નટવર કાકા કયારે આવશે ? એમ વારંવાર પૂછયા કરતો, દિવાળી, હોળી, સંક્રાન્ત રામનવમી, દશરા માટે એકે પગે થનો. ટુંકામાં સારૂં સારૂં અને ગળ્યું ખાવાનું કયારે મળે એમ એના મનમાં થયા કરતું હતું. બધાં ગળ્યાંમાં શિખંડ મળ્યું એટલે બસ. એના આનંદનો પાર રહેતો નહિ.

જગુના ન્હાના ભાઇ મંગળની આજ વર્ષગાંઠ હતી. વળી ' મામા ' આવ્યા હતા એટલે શિખંડપુરી કર્યાં હતાં. શિખંડનું નામ સાંભળતાં જગુના મોમાં પાણી આવ્યું અને કયારે જમવાની વખત થાય એમ થતું હતું. શિખંડ બધાંને ભાવતું અને માએ શિખંડની વાત કરી તે વખતે બધાં છોકરાં હરખથી માને વળગી પડયાં—જાણે માજ શિખડં હોય ની ?

જમવાની વખત થઇ; પડાળીમાં પાટલા મંડાયા, થાળીયો પીરસાઇ-વાડકામાં શિખંડ ભરાયો, ભાણું તૈયાર છે એમ કહેવા નોકર ઉપર ગયો. બધા હેઠળ આવતા હતા એટલામાં તાર આવ્યો ને તાર વાંચવામાં રોકાયા. મા પણ તારનું નામ સાંભળી બહાર આવી. રસોડામાં સૌથી આગળ જગુ હતો, પાટલા ઉપર બેઠો હતો અને બધાના આવવાની વાટ જોતો હતો. કોઈ આવ્યું નહી. પા કલાક થઇ ગયો ને સામે મ્હોં આગળ મશાલાદાર શિખંડ પડયું હતું. પડશાળમાં કોઈ નહોતું. અધીરા—લોભી જગુનું મન ન રહ્યું. ' સહેજ ચાટું ! કોણ જોવાનું છે ? ' કહી આંગળી બોળી. ' લાવને બીજી વાર ચાટું. ' કહી આંગળી બોળી મોંમાં નાંખે છે ત્યાં મા આવી પહોંચી. મા જગુને શિખંડ ચાટતાં જોઈને ભવાં ચ્હડાવી બોલી " જગુ ! એટલામાં ઉતાવળ આવી ગઈ કે ! ચાલ ! આજ ત્હને નહી મળે ! બ્હાર જા ! " જગુ નીચે મ્હોયે પાટલા ઉપરથી ઉભો થતો—બ્હાર ગયો. શિખંડની બેજ આંગળી બોળી હતી તેજ. પણ તે દિવસથી જગુના મ્હોં આગળ ખાવાનું હોય તોપણ તે અધીરો થતો નહિ.



વાર્તા ચોથી.

# મ્હેનતુ છોકરી.

જીવા પટેલની છોકરી મંછી બાર વર્ષની હતી; અને તે મ્હોટી બાયડીઓ જેટલું કામ કરતી. ત્હેને કામ કરવું પડતું એમ નહિ પણ કામ કરવું ત્હેને ગમતું પણ ખરૂં. બ્હાર છાણા વીણુવા જતી; ન્હાનાભાઈને તેડી તેડી ફરતી; કુવે પાણી ભરવા જતી; વાસણ માંજવા લાગતી; દળવા-ખાંડવામાં મદદ કરતી. કામ કરતાં કંટાળતી નહીં, મોં ચઢાવતી નહીં, બબડતી નહી, પણ હોંશે હોંશે કરતી. મા કે બાપ અગર કોઇ આવ્યું, ગયું કંઇ કામ બતાવે તે મંછી ચડપ લઈ કરતી. મંછીને ન્હાનાં મ્હોટાં ભાઈ બ્હેન હતાં. મ્હોટો ભાઇ જીવા પટેલની સાથે ખેતરમાં જતો અને મ્હોટી બ્હેન સાસરેથી આવતી ત્યારે ગાય ભેંશ દહોવામાં-દળવામાં-છાશ કરવામાં છાણાં થાપવામાં માને કામે લાગતી.

એક દિવસ સાંજના જીવાપટેલ રોજ કરતાં વ્હેલા ગાડું લઇ ઘેર આવ્યા. એમના ચહેરા ઉપરથી કંઈક માઠો બનાવ બન્યો હોય એમ લાગતું હતું. જીવાપટેલના મ્હોટા છોકરા રણછોડને માથામાં વાગ્યું હતું. ખેતરમાં ખેડતાં ખેડતાં બળદ ભડકયા અને નાઠા. રણછોડ પાછળ દોડયો ને દોડતાં પડયો તે સાંતીડા સાથે માથુ અફળાયું ને બેભાન

થઇ પડયો. મા આજ કંઈ ઘર કામે બ્હાર ગઇ હતી. ઘરમાં મંછી હતી. પટેલનું ઘર ગામના ઝાંપા પાસે હોવાથી ને વખત એવો હોવાથી કોઇની મદદ મળે એમ નહોતું. મંછી બાપની સાથે ગાડા પાસે ગઈ, ને બે જણે થઇ રણછોડને ઘરમાં આણ્યો. મોસમ હોવાથી જીવા પટેલને ખેતરમાં રહેવું પડતું. પટલાણીને છોકરાં સંભાળવાનું તેમજ ઘર કામ કરવાનું હતું. આમ હોવાથી મલમપટા કરવાનું, રણછોડને સુવાડવા-બેસાડવાનું, એને જોઇતી વસ્તુ લાવી આપવાનું, રાત દિવસ અખંડ ઉજાગરા કરવાનું કામ મંછીને માથે પડયું. મંછીએ તે કામ ઉમંગથી ઉઠાવી લીધું ને થોડા દિવસમાં મંછીની મહેનતથીજ રણછોડ સાજો થયો.



વાર્તા પાંચમી.

# વિચારમાં ચ્હડી જતો છોકરો.

મણીઓ ઉન્હાળામાં એક રવીવારે દોડતો દોડતો મા પાસે ગયો અને માને કહ્યું " બા, બા, તું કહે તો હું, બેન ને મારી નદીપાર આપણા બંગલે જઇએ, ત્યાં આપણા બંગલામાં-બાગમાં ફરીશું ને ચાહપાણી કરી પાછાં આવીશું. મઝાહ પડશે ! અમે કાંઈ તોફાન કરીયે છીએ ? મ્હેં આજ લેસન કર્યું છે ને બ્હેને પણ વાંચ્યું છે. "

બન્ને બાલકો માને વ્હાલાં હતાં અને બન્ને માને કે

માશીને કાયર કરતાં નહોતાં, આજે મણીયાને બંગલે જ-
વાનું મન થયું તો ભલે જાય કહી માએ રજા આપી.
મણીઓ, રમણી અને માશીએ ન્હાની ગાડી જોડાવી અને
ચાર વાગ્યે ઘેરથી નીકળી પાંચ વાગ્યાને સુમારે નદી પારના
બંગલે પહોચ્યાં. માળી બહાર ગયો હતો. ઝાપો ઉઘાડયો
અને ઘેરથી આણેલી કુંચીવતે બંગલો ઉઘાડયો. મણીઓ
અને રમણી આજ આનંદમાં હતાં. લુગડાં કાઢયાં, ટટ્ટુને
ઘાસ નાંખ્યું. ગાડીવાનને દેવતા સળગાવવાનું કહ્યું. છોકરાં
ન્હાની ડોલવતે કુવે પાણી કાઢવા દોડયાં, નાહ્યાં. માશીએ
ચાહની તૈયારી કરી. બંગલામાં ચાહદાની, પ્યાલા ખાંડ
ચાહ રહેતાં હતાં. નાહીને સાથે આણેલો મગજ ચેવડો;
ચટણી વગેરે ખાધું. એટલામાં ચાહ થયો પણ દૂધ નહોતું.
દૂધ સાંભરતાં દૂધ લઇ આવવા ગાડીવાનને બોલાવ્યો. ગાડી-
વાન નદિયે ગયો હતો. મણીયાને એમ થયું કે માદલપુર
માંથી હમેશ લાવતા ત્યાંથી દૂધ હુંજ લઈ આવું કહી
ઉઠયો. હાથમાં લોટો લઈ ઝાંપા બહાર ગયો. ખેતરોમાં
ટુંકે રસ્તે જવા પેઠો. ત્યાં મ્હોટા ખેતરમાં એક કુવો હતો.
એ કુવાનો કોસ ચાલતો હતો. કોસનો અવાજ કાનને સારો
લાગતો હતો. કોસમાંથી પાણી થાળામાં પડતું તે સાંભળ-
વાની અને જોવાની મણીયાને મજાહ પડી. પાણીવાળા બા-
ગમાં લીલો પાક ઉગ્યો હતો. ત્યાં વડ અને આંબાની ઘટા-
માંથી કોયલના મીઠા ટહુકાર આવતા હતા, મોર કળા

ફરી નાચતો હતો. લીલાં પીળાં પતંગીયાં ઉડતાં હતાં. સામે સુરજ આથમવાનો વખત થવાથી આકાશમાં રંગ છવાયો હતો અને માદલપુરના મહાદેવના મંદિરમાંથી ભજનના સૂર સંભળાતા હતા. આ બધું જોતાં મણીઓ તો વિચારમાં પડયો અને વાડ પાસે પતંગીયાં જોતો ઉભોજ રહ્યો. કેટલો વખત ગયો ત્હેની ખબર જ પડી નહિ. બંગલામાં રમણી–માશી વાટય જોતાં બેશીજ રહ્યાં. હમણાં મણીઓ દૂધ લઇ આવશે ને ચાહ પીશું. મણીઓ આવેજ શાનો ! ચાહ ઠરી ગયો, દેવતા ઓલવાઈ ગયો. ગાડીવાન આવ્યો. બધાં મણીયાને શોધવા ગયાં, ને દૂધવાળાને ઘેર ગયાં. તો મણીઓ મળેજ નહીં, આખરે પાછાં આવતાં મણીયાને ખેતરમાં વાડ પાસે ઉભેલો જોયો. મણીઆની ધુનમાં ને ધુનમાં ચાહ ન પીવાયો એટલુંજ નહી પણ બધાં દીલગીર થયાં અને બંગલે ન આવ્યાં હત તો સારૂ એમજ થયું.



વાર્તા છઠ્ઠી

# દયાળુ છોકરી.

સંતોકને એની મા મંછી પટલણે સવારના પ્હોરમાં રોજની માફક રોટલો ઘી ને ગોળ ખાવા આપ્યો. સંતોક

ખાવા બેઠી ત્યાં ત્હેને વાડામાંનાં કુરકુરીયાં સાંભર્યાં. અડધો રોટલો ખાધો ને હાથમાં રોટલો ને ઘી લઇ ઉભી થઈ. આ જોઈ મંછી પટલણ બોલ્યાં. "સંતોક! આમ ખાતી ખાતી કેમ ઉઠી? રોટલો લઇ કયાં જાય છે?"

સંતોક—મા! કાલની આપણી કુતરી વિઆઈ છે તે કુરકુરીયાં જોવા જવું છે. કુતરી બિચારી ભૂખી હશે ત્હેને રોટલો આપીશ. મને નહિ જવા દે!

મંછીથી સંતોકને કહી ના કહેવાતી નહી કારણ સંતોક કદી ખોટું કામ કરતી નહી.

'જા! વ્હેલી આવજે, એટલી રજા મળતાંજ સંતોક બ્હાર દોડી. ઘર આગળ આંગણામાં પોપટ પાંજરામાં હતો ત્હેણે સંતોકનો ઘાંટો સાંભળ્યો એટલે 'સંતોક બ્હેન!' ની બૂમ પાડી. સંતોક પાંજરા પાસે ગઇ ને પોપટના માથા ઉપર હાથ ફેરવીને ત્હેને એક લીલું મરચું આપ્યું. આગળ જતાં ગાય બાંધી હતી તે સંતોકનો પગરવ સાંભળી બરાડી. સંતોક ગાય પાસે ગઈ, બે મીનીટ ત્હેના ગળે હાથ ફેરવી આગળ ચાલી. ત્યાં ભેંસે માથું ફેરવ્યું. સંતોકે ભેંસ પાસે જઇ ત્હેની પીઠે હાથ ફેરવ્યો. પાસેજ ઉભેલાં બકરી અને ત્હેનાં બચ્ચાં ગેલ કરતાં સંતોક પાસે આવ્યાં, સંતોક વાડામાં ગઇ ત્યાં કુતરી ભશી પણ સંતોકને જોતાંજ નરમ થઈ ગઈ ને પુછડી હલાવી સંતોક તરફ દોડી. સંતોકે

ત્હેના શરીર ઉપર હાથ ફેરવ્યો ને કુરકુરીયાં પાસે બેઠી. કુરકુરીયાંને રમાડયાં-પંપાળ્યાં. કુતરીને આણેલો રોટલો ને ઘી ખવડાવ્યાં અને પછી ઘેર ગઈ.



વાર્તા સાતમી.

# જીદ્દી છોકરો.

" જમસેદ જમસેદ ! એટલો આઘો ન જા ! ભરતીનો વખત છે. ચાલ જોઉં આમ પાછો આવ ! " જમસેદ પોતાની મ્હોટી બ્હેન પીરોજા પાસે આવ્યો ને બોલ્યો " પીરોજા ! મોજા આવતાં હોય તે વખતે રેતીમાં દરિયાના પાણીમાં દોડવામાં મજાહ પડે છે. વળી માયજી કહેતાં હતાં કે દરિયાના પાણીથી શરીર મજબૂત થાય છે. "

પીરોજા—જમસેદ ! તે ખરૂં ! પણ ભરતી આવતી હોય તે વખત નહિ અને વળી બહુ દૂર જવાય નહી. એકાદ મોજુ આવે તો ઘસડાઇ જવાય; સમજ્યો ?

જમસેદ—પણ દરિયો શાન્ત છે; પછી શી રીતે ઘસડાઇ જવાય ?

પીરોજા—તું તો જીદ્દી ને મનમોજી છે. નથી જવાનું; રમ અહીંઆં મ્હારી પાસે.

આ વાત જમસેદને ન ગમી. મોં ચડાવી જરાક દૂર રેતીમાં જઈ બેઠો. પીરોજા બેઠી બેઠી ગપસપ વાંચવા

લાગી ને જમસેદની વાત ભૂલી ગઇ. જમસેદ દરિયા તરફ ગયો. ભરતી આવતી હતી. છેટે છેટે રેતીના નાના ઢગ બેટ જેવા લાગતા હતા અને તેના ઉપર દરિયાનું પાણી ફરી વળતું હતું. જમસેદ રમતો રમતો એક બેટ ઉપરથી બીજા બેટ ઉપર ફલંગો મારતો આગળ ચાલ્યો. દરિયાનાં મોજાં આવતાં હતાં અને જમસેદને બદન ઉંચુંને ઉંચું લેવું પડતું હતું. બૂટ-મોજા તો કાઢી લીધાં હતાં. આમને આમ મજાહ મારતો ને મજાહ માણુતો દરિયામાં રમવા લાગ્યો. એટલામાં મોટું મોજું આવ્યું ને જમસેદ કાંઇક ગભરાયો, વળી પાછો શાન્ત થયો. પીરોજાથી તે બહુ દૂર નિકળી ગયો હતો. પીરોજાની નજર જમસેદ ઉપર પડી ને તેણે પાછા આવવા બૂમ પાડી. જમસેદ પાછો ફરે તેટલામાં તો બીજું મ્હોટું મોજું આવ્યું-મોજાનો ધક્કો જમસેદને લાગ્યો અને જમસેદે અડબડીયું ખાધું. પીરોજાએ જોયું ને તે દોડી. જમસેદ પાણીમાં પડયો પણ સારા ભાગ્યે પાણી ઉંડું નહોતું એટલે બચ્યો. પીરોજાએ ઉચકી બહાર આણ્યો. જમસેદ થોડી વારે ભાનમાં આવ્યો ને પોતાના જીદ્દીપણા માટે શરમાઇ ગયો.

## વાર્તા આઠમી.

# ઉદ્યોગી છોકરી.

ચતુરા જેવી ડાહી અને ઉદ્યોગી છોકરી મ્હેં જોઇ નથી. એને નકામું બેસી રહેવું તે ગમતુંજ નહિ—હમેશાં કાંઇને કાંઇ કર્યા કરતી. કાંતો ચોખા વીણે, કાંતો શીવે, ભરે, વાંચે, ઘરકામ કરે, ન્હાના ભાઇને રમાડે, પાઠાપાડા-શીને મદદ કરે. ફાટેલાં લુગડાં શીવી ગરીબોને આપતી, કોઇની છત્રી સાંધી આપતી તો કોઇનો કોટ સાંધતી. નિ-શાળમાં પણ ભરતશિવણીમાં પહેલી આવતી. ચતુરાએ તૈ-યાર કરેલી વસ્તુઓ પ્રદર્શનમાં હોયજ. પહેરણ-ઝભલાં વેતરતાં શીખી હતી.

ચતુરાને આજ દશ વર્ષ પુરાં થયાં—આજ ત્હેની વ-ર્ષગાંઠ હતી તેથી ત્હેને કાંઈ લઇ આપવા એની મા અને બાપ બજારમાં લઈ ગયાં. બજારમાં મ્હોટી મ્હોટી દુકાનો જોતાં જોતાં ગયાં ત્યાં છ સાત વર્ષની છોકરી ઉભી હોય એવી પુતળી દીઠી. આ પુતળીને ફ્રાક પહેરાવ્યું હતું ને પુતળી ઉપર ચ્હોડેલી ચીઠી ઉપર લખ્યું હતું કે " આની સાથે બચ્ચાં તેમજ સ્ત્રીઓનાં કપડાં કેમ તૈયાર કરવાં તેની સૂચના સહિત ચોપડી મળશે અને કાગળના નમુના પણ મળશે. સૂચના બધી ભાષામાં છે. " આ વાંચી ચતુરાને એ પુતળી લેવાનું મન થયું ને ત્હેના પિતાએ અઢી રૂપીઆ

ખરચી પુતળી અપાવી. પુતળી મળતાંજ ચતુરા ખુશ ખુશ થઈ ગઈ અને ચોપડી વાંચવા લાગી. નમુના પ્રમાણે લુગડાં વેતરવા વિચાર થયો અને માને કપડું લાવી આપવા કહ્યું. માએ તરતજ મલમલ સોય દોરો ખાસ નવાં ને નવાં ચતુરાને માટેજ લાવી આપ્યાં. ચતુરાએ પુતળીને માટે બદન ભાઈને માટે ન્હાનું ખમીસ વેતર્યું ને શીવ્યું, ભાઈને પોતાના હાથે શીવેલું ખમીસ પહેરાવ્યું, ને "ચતુરા! આ ખમીસ તેં શીવ્યું" એમ કોઈ કહે તો તે ખુશ થતી અને હાથ હાથ કુદતી. આમ ધીરે ધીરે ચતુરા આગળ વધી ને બીજે પર્ષે બાપને કહી સંચો મંગાવ્યો. ચતુરા હવે લુગડાં-કામ ચલાઉ લુગડાં શિવવામાં હોંશીયાર થઇ છે ને બીજાને શીખવે છે,



વાર્તા નવમી.

## આળસુ છોકરો.

આયમાય ને આજ બ્હાર જવું હતું. બે ચાર કલાકનું કામ હતું એટલે દારાને લઇ જવો ઠીક ન લાગ્યું; તેથી ત્હેણે દારાને કહ્યું કે "દારા! આજ તું ઘેર રહેજે હો! કાવસજીની જર અને બહેરામને ત્હારી સાથે રમવા આવવા કહ્યું છે. ચાર વાગ્યે આવશે. આવ્યા પછી આવા ચાહ-કરી

આપસે. ત્યાં સુધી ભણજે, કોપી લખજે અને હારમોનીયમ ઉપર જરા હાથ બેસાડજે હોં ! ”

આયમાય ઘર બ્હાર નિકળ્યાં કે દારાનું ચક્કર ખસ્યું. પહેલો તો આરામ ખુરશી ઉપર પડયો, આળસ મરડી બગાસુ ખાઈ ઉભો થયો. ખુરશી ઉપર બેસી હાર્મોનીયમ ઉઘાડયું, સારીગમ વગાડી, કરણુરાજરે–ગત ચાલી વળી હાર્મોનીયમ ઉપરથી મન ઉઠયું–એકદમ ધમણુ બંધ કરી. ધબ લેતું હાર્મોનીયમ બંધ કર્યું. કોચ ઉપર પડી ગપસપનાં પાનાં ફેરવ્યાં, તે નાંખી દીધું. લેસનની ચોપડી લીધી ને મ્હોટેથી વાંચવા મંડયો. અડધો પાઠ થયો ત્યાં આળસ આવ્યું ને ચોપડી ફેંકી દીધી. દારાને એટલું આળસ હતું કે એક કામ ઉપર મન ચોટતું નહી. દારાએ આયાને બોલાવી કબાટ ઉઘાડવા કહ્યું. કબાટમાંથી રમકડાં–કીન્ડરગાર્ટનની રમતો કાઢી બે ત્રણુ રમતો શરૂ કરી ત્યાં મન ચગડોળે ચડયું ને રમતો ત્યાંને ત્યાં પડતી મૂકી. આયાએ દારાને કોપી લખવા કહ્યું ને દારાનો મિજાજ ગયો– “ આયા ! તું મુંગી મર ! મ્હને કોપીનું માથાકુટીયું કામ ગમતું નથી. મારે બદલે તું લખ. ” દારા બાગમાં જઈ કાંકરા ઉછાળવા લાગ્યો–વળી કંટાળીને ઘરમાં આવી ખુરશી ઉપર પડયો, ત્યાં પાળેલાં બિલાડીનાં બચ્ચાં આવ્યાં. બચ્ચાંને જોતાંજ હરખાઈ બચ્ચાંને ઉપાડી લીધાં અને અડખીયાં કબાટ ઉપર ‘ ફ્લાવર પૉટ, ’ ચીની વાસણો, હાથમાં

સામાન ગોઠવ્યો હતો ત્યાં એક બચ્ચાને મુકી બીજાને પોતાના ખોળામાં રાખી પંપાળવા લાગ્યો. થોડી વાર થઈ ત્યાં બીજા બચ્ચાને હેઠળ ઉતરવા મન થયું ને રસ્તો ખોળવા મંડયું. દારા એટલો આળસુ હતો કે ઉભા થઈ બચ્ચાંને લેવાની કડાકુટ ગમી નહી. બચ્ચું વાંકુ વળ્યું ત્યાં ચીની વાસણ સાથે અથડાયું ને વાસણો ધબોધબ નીચે ગબડયાં ને ત્હેના કકડેકકડા થઈ ગયા. ઉઠવાની આળસે કેટલું નુકશાન થયું ?



વાર્તા દસમી.

## માંદલી છોકરી.

ગરીબ બિચારી ફૂતિમા ! ફૂતિમા હમેશાં માંદી અને દીલગીર રહેતી હતી. આઠ વર્ષની ઉમરે ફૂતિમા એની માશી નુરબીબી સાથે ખંભાત ગઈ. નુરબીબીને ઘણાં છોકરાં હતાં એટલે એમની સાથે થોડા દહાડા રહેશે તો ઠીક થશે એમ ધારી ફૂતિમાને એની માએ મોકલી. ફૂતિમાને પોતાને ભાઈ કે બ્હેન નહોતાં. અને તેથી તેમજ જન્મથીજ નબળી હોવાથી ઘેર એકલી પડતી. નુરબીબીનાં છોકરાં આનંદી ને મજબૂત હતાં. એક દિવસ નુરબીબી છોકરાંને લઈ ઓરસ હતો એટલે રાત્રે દરિયા કિનારે આવેલી મસીદમાં ગઈ. ત્યાં રાતની ઠંડીને લીધે ને મૂળ નબળી એટલે ફૂતિ-

માને શરદી લાગી ને ત્હેનો તાવ આવ્યો તે કેમે કર્યો ઉતર્યોજ નહી. નુરબીબીએ કૃતિમાની માને કાગળ લખ્યો. મા આવીને કૃતિમાને લઈ ગઈ. ગામ ગયા પછી દવા અને રાત દિવસની સારવારથી કૃતિમાને તાવ તો ઉતર્યો પણ શરીરમાં જોર રહ્યું નહી. કાંતો ખુરસી ઉપર—કે પલંગ ઉપર પડી રહેતી. એનાથી કાંઇ કામ થતું નહિ. બહુ હીંડાતું નહી. ઘણું ખરૂં આરામ ખુરસી ઉપર પડી રહેતી. મગજ નબળુ પડી ગયેલું એટલે નિશાળે જવાતું નહિ. એકલી પડવાથી દીલગીર રહેતી; રાત્રે તો ત્હેની પાસે બેસી ત્હેની મા, ત્હેનો બાપ પત્તાં વડે રંગબાજી બીઝીક રમતો પણ દિવસના કૃતિમા એકલી પડતી. એક દહાડો બપોરે કૃતિમા ખાટલા ઉપર પડી હતી ત્યાં પડોશમાંથી ધોળી બિલાડી આવી. બચ્ચું હતું પણ ત્હેનાં રૂંવાટાં ધોળા બરફ જેવાં ને સુંવાળાં રેશમ જેવાં હતાં. કૃતિમા આ બિલાડી જોઇ હશી ને પોતાનો દૂધનો પ્યાલો ધર્યો, દૂધની લાલચે બચ્ચું પાસે આવ્યું ત્હેને ખોળામાં બેસાડી દૂધ પાયું ને રેશમ જેવા સુંવાળા રૂંવાટા ઉપર પોતાનું મ્હોં ફેરવ્યું. કૃતિમાને આ બિલાડી ગમી અને માને રાખી લેવા કહ્યું. પાડોશણ કૃતિમાને ઓળખતી અને ત્હેની નબળી સ્થિતી જાણતી એટલે બચ્ચાને આપ્યું. તે દિવસથી કૃતિમાનો આખો દિવસ 'પુસી'ની સાથે રમત રમવામાં ને ત્હેની સાથે ઉડમસ કરવામાં જતો.

## વાર્તા અગીયારમી.

# ભૂલકણી છોકરી.

વિનોદ ભલી, માયાળુ અને સારા સ્વભાવની છોકરી હતી. કોઈને કનડતી નહોતી; કંકાસ કરતી નહોતી એમ બધી રીતે ડાહી હતી. પણ ત્હેનામાં એક મ્હોટો દોષ હતો. તે માત્ર ભૂલકણી–જબરી ભૂલકણી હતી. મા–ભાઈ બ્હેન કે બાપ કાંઇ મૂકવા આપે તો તે કયાં મૂક્યું તે ભૂલી જતી. કોઇને કહેવાને મોકલે તો તે પણ ભૂલી જતી. કાંઈ કામ કરવાનું કહ્યું હોય તે પણ ભૂલી જતી. નિશાળમાં માસ્તર રોજ લ્હડતા. કારણ એક દિવસ પેન ભૂલતી, તો બીજે દિવસે ચોપડી કે સલેટ ભૂલતી. નિશાળમાં એક દિવસ છત્રી રહી જતી તો બીજે દિવસ કોપી રહી જતી. વિનોદ જયાં ત્યાં બેસતી એટલે એનાં લુગડાં મેલાં થઈ જતાં. મા કહેતી કે રવીવારે ધોબી આવશે માટે ત્હારાં લુગડાં સંભારીને આપજે ને આવે ત્યારે રાખજે. પણ વિનોદ ધોબી આવે ત્યારે ગભરાતી, કારણ પોતાનાં લુગડાં કયાં મુકયાં છે તેની ત્હેને ખબર રહેતી નહી. પેટી પાછળ ખુણામાં, દાદર નીચે, ડુચામાં જયાં ફાવે ત્યાં નાંખતી ને માંડ એકાદ કપડું ધોબીને ત્યાં જતું. વિનોદને વિનોદની મા બહુ કહેતી પણ ભૂલકણો સ્વભાવ ખસતો નહિ.

એક દિવસ બધાંને ગરબામાં જવાનું આવ્યું. ગર-

બામાં જવાનું સાંભળ્યું ત્યારથી વિનોદના આનંદનો પાર રહ્યો નહિ. વિનોદનો રાગ સારો હતો અને એને બે ચાર સારી ગરબીઓ પણ આવડતી. 'નાના રાસ' અને "ગીત-માળા" માંથી બે ચાર ગરબા ગાઇ પણ ગઈ. સાંજ પડી ને ગરબામાં જવાનો સમય થયો. જમીખાઇ લુગડાં પહેરી તૈયાર થવાને પેટી ઉઘાડી. બધાં કપડાં બ્હાર કાઢયાં પણ બ્હાર પહેરી જવાનાં કપડાં-બદન નિકળ્યું નહી. ' ગુલાબી બદન ને ધોળો ચણીયો હંસરાજ શેઠને ત્યાં લગન વખત પહેર્યો હતો તે મેલો હતો પણ ધોવા આપ્યો નહોતો, ત્યારે ગયો કયાં ? " સફેદ ફુલાલીનું બદન પેટી પાછળ ધૂળમાં રગદોળાતું હતું. તે પણ ધોવાનું રહી ગયું છે, ત્રીજું કબાટમાંથી ચુંથાએલું નિકળ્યું. આમ તમામ લુગડાં ઉથલપાથલ કર્યાં પણ સારાં લુગડાં નિકળ્યાં નહી. એટલામાં વિનોદની મા તૈયાર થઇ આવી જુએ છે તો વિનોદ એવીને એવી હતી. કારણ જાણતાં ગુસ્સે થઇને બોલી ! "હજી ત્હારો ભૂલકણો સ્વભાવ ન ગયો ! આવાં મેલાં લુગડાં પહેરી હું ત્હને લઈ જવાની નથી. આજ તું ઘેર રહે !" વિનો-દને ઘેર રહેવું પડયું તે ગમ્યું તો નહિ પણ કરે શું ! ગરબામાં સારાં લુગડાં પહેરી જવાની, ત્યાં જઇ ગરબા ગાઇ બધાના વખાણ સાંભળી ચોપડી ને તાસકની લાણી લેવાની આશા હતી તે બધી નકામી ગઈ. પણ તે દિવસથી ભૂલકણો સ્વભાવ પણ ગયો.

## વાર્તા બારમી.

# ઠાવકી છોકરી.

સગુણા જેવી ઠાવકી અને સંભાળ રાખનારી બીજી છોકરી મ્હેં જોઇ નથી. સંભાળ રાખવી અને સાચવીને કામ કરવું એ ગુણ છે, અને આ ગુણ સગુણામાં હતો. ઘણી છોકરીઓના હાથ પગ અને આંખો નકામા હોય છે. હાથમાં લે કે પડે–પગે ઘણી વસ્તુઓ અથડાય ને આંખ ક્યાં ફરતી હોય ! કાંતો જાતે અથડાય અગર હાથમાંથી ઢોળે ફોડે, સગુણાને આમાનું કાંઇ થતું નહિ. સગુણા પાસે બે ઢીંગલી હતી, એકનું નામ ડોલી અને બીજીનું નામ પોલી. ડોલી ત્રણ વર્ષ થયાં સગુણા પાસે હતી છતાં નવા જોનારને ડોલી આજજ લીધી હોય એમ લાગતી. ડોલીની આંખો, માથાના વાળ, પગમાંને હાથમાંનાં ઘરેણાં અને કપડાં પણ નવાંજ લાગતાં. સગુણાના ખેલનાં વાસણ પણ કેવાં ચોખ્ખાં ! વાસણમાંથી એક ઓછું થયું નહોતું અને બધાંએ ચકચકાટ હતાં. આ વાસણો પણ સગુણાના મામા ચાર વર્ષ ઉપર કાશીએ ગયા હતા ત્યારે લાવ્યા હતા. ચાર ચાર વર્ષની વસ્તુઓ આમ સગુણાની પેઠે કેટલી છોકરીઓ સંભાળી રાખે છે ? બીજી ઢીંગલી પોલીના વાળ કાંઇ જથરપથર થયા હતા. અને તેનો એક પગ ભાગી ગયો હતો. આ પણ કાંઇ સગુણાએ ભાગ્યો નહોતો. આ ઢીંગલી તો સગુણાની

મ્હોટી બ્હેનની હતી અને તે કાંઇ સગુણા જેવી ઠાવકી કે ચોક્કસ નહોતી. મ્હોટી બ્હેને પોલીને એમને એમ નાંખી મૂકી હતી ને અંધારામાં પોતાનોજ પગ આવવાથી ભાગી ગઇ. આ ઢીંગલી સગુણાને મળી અને સગુણાએ એને માટે નવું ફ્રોક કર્યું અને તે એવી રીતે પહેરાવ્યું કે પગ ભાગેલો જણાયજ નહી. પોલી ડોલી કરતાં ચાર વર્ષની જૂની ઢીંગલી હતી છતાં જેવી ત્હેને મળી હતી ત્હેવીને ત્હેવીજ હતી.

સગુણાને એના બાપના મિત્રો અને એની માશી અને કાકી તરફથી નાની વાર્તાઓની ચોપડીઓ, છબીઓ ચિત્રો વગેરે વખતા વખત મળતાં. એની એણે એક લાયબ્રેરી બનાવી. દરેક ચોપડીને જાતે પુઠું ચડાવતી અને સંભાળથી વાંચી મૂકી રાખતી. એના પાનાના ખૂણા વળેલા નહોતા કે એમાં ડાઘા ડુઘી નોહોતાં. આમ સગુણા પોતે જાતે અને તેની વસ્તુઓ એવી ને સારી હાલતમાં રહેતી.



### વાર્તા તેરમી.

# બહાદુર છોકરો.

વાલકો અને ત્હેની ન્હાની બ્હેન કાશી વલસાડ બંદરમાં રહેતાં હતાં. ત્હેમનો બાપ ભુખીયો માછીમારના ધ્હા·

ણુમાં ખલાસી હતો. બુધીયો આજ હોડી લઈ દરિયામાં ગયો હતો. વાલકો અને કાશી બાપની રાહ જોતાં દરિયા કિનારે ઉભાં હતાં અને આવતાં મોજાં જોઈ આનંદ પામતાં હતાં. દૂરથી બોટ જણાઇ ને કાશી બોલી વાલકા ! વાલકા ! જો આપણા બાપાની બોટ જણાય ને જો તે ઉભા–

વાલકો—ખરે કાશી ! બાપા આવે છે ? ચાલ માને કહીયે.

કાશી ના ના આવવા દે. ચાલને ઉપર ભેખડ ઉપર જ્યાં બોટ ઉભી રહેશે ત્યાં જઈએ.

ભાઈ બહેન ઉપર ભેખડ ઉપર જવા દોડયાં અને બુધીયાની બોટ પણ મોજાં વચ્ચે થઇ કિનારા તરફ આવતી હતી. ભેખડ ઉપરથી કોઈ પડી ન જાય માટે સાંકળ આડી બાંધી હતી. વાલકાએ કાશીનો હાથ પકડયો હતો પણ કાશી આવતી બોટ જોઇને અને ત્હેમાં બેઠેલા પોતાના બાપને મળવા એટલી આતુર થઈ ગઇ હતી કે કુદમકુદા કરતી હતી.

બોટ પાસે આવીને ‘ બાપા આવ્યા ’ ‘બાપા આવ્યા’ ની બૂમ પડી. ‘ હું બાપાને અડકું ’ કરી કાશીએ હાથ લંબાવ્યો ને વાલકાના હાથમાંથી છટકી કાશી હેઠળ પડી પણ ત્યાં નાના મછવાને બાંધવા માટે બે ચાર આડા મોભ નાખ્યા હતા ત્યાં પડી. આમ થવાથી પાણીમાં તો ન પડી

પણ અત્યારે મોજા એટલા આવતાં હતાં કે એક બીજું મોજું આવે ત્હેની સાથે કાશી દરિયામાં જાય. વાલકો બીજા છોકરાંઓની માફક ગભરાયો કે રોયો નહી પણ તરતજ સાંકળ બ્હાર જઈ સાંકળ પકડી, બીજે હાથ નીચો નમાવી કાશીને પકડી મદદને માટે બૂમ પાડવા લાગ્યો. ભુધીયા અને બીજા ખલાસીઓએ બૂમ સાંભળી અને મોજુ આવી કાશીને ઘસડી જાય તે પહેલાં કાશીને બ્હાર કાઢી. પણ વાલકાએ બહાદુરાઈ ન બતાવી હોત તો કાશી કયારનીએ ડુબી ગઈ હોત.



વાર્તા ચૌદમી.

## માયાળુ છોકરો.

ગુણી માયાળુ અને આનંદી છોકરી હતી, ત્હેની ઉમર તો માત્ર ૭ વર્ષની હતી છતાં ત્હેનામાં દયાની લાગણી બહુ હતી. બિલાડીનાં બચ્ચાં, કુરકુરીયાં ને ખોળામાં લેતી, ત્હેમને પોતાના ભાગમાંથી દુધરોટલી આપતી. ખીશકોલી કે ચકલીનું બચ્ચું પડી ગયેલું જુએ તો કોઇને કહી ત્હેના માળામાં મુકાવે. કોઇ પક્ષી કે જનાવર હેરાન હોય તો ત્હેના ઉપર પાણી નાંખે, કોઇ છોકરૂં પડી જાય તો ત્હેની પાસે જઇ હાથ ફેરવે.

ગુણી હમેશાં દશ અગીઆર વાગે જમતી. બધાના

પાટલા મંડાતા ને થાળીયો પીરસાતી એટલે બે ચાર ચકલીયો બરાબર એજ વખતે આવતી અને ભાતના દાણા બ્હાર પડયા હોય તો તેને કેટલી વાર થાળીમાંથી પણ લઇ જતી. ગુણી પણ ચકલીઓની રાહ જોતી અને પોતાની થાળીમાંથી ચકલીઓ ભાતના દાણા લે તે તેને ગમતું. ચકલી ભાતના દાણા ખાતી નહોતી પણ લઈને ઉડી જતી આમ દરરોજ થતું.

એક દિવસ ગુણીને એમ થયું કે ' લાવ જોઉં ' તો ખરી કે ચકલી ભાતના દાણાને શું કરે છે ? ચકલી કયાં જાય છે તે જોયું તો જણાયું કે ઉપર મેડીયે છાપરાની બખોલમાં બે ચાર બચ્ચાં હતાં. બખોલની બ્હાર બચ્ચાંનાં મ્હો દેખાતાં હતાં. પાંખો આવી નહોતી, મ્હોં લાલ લાલ હતાં અને ચાંચ પહોળી કરી હતી. આ બચ્ચાંને જોતાંજ ગુણી ખુશ ખુશ થઇ ગઈ. બસ આ બીચારાં બચ્ચાંને ખવડાવવા ચકલી ભાતના દાણા લાવે છે. એ કેટલા ધક્કા ખાય છે ! હુંજ આંહી રોજ ખવડાવીશ. ” આટલું બોલી રોજના વખત પહેલાં મા પાસેથી કામ છે કરી થોડો ભાત ચમચામાં લીધો. ગુણી ઉપર ગઈ પણ છાપરાની બખોલ સૂધી પહોંચવું શી રીતે ? છેવટે એક વાંસની નિસરણી પડી હતી તે ઉપર ચ્હડીને લાંબે હાથે ચમચો બચ્ચાનાં મ્હોં આગળ ધર્યો. બચ્ચાં ભાતના દાણાને ઓળખતાં હતાં એટલે તરત ચીંચી કરી ખાવા લાગ્યાં. એટલામાં ગુણી કયાં

ગઇ એ જોવા મા ઉપર આવી જુવે છે તો વાંસની નિસરણી ઉપર ઝુજતી ચમચા વતે બચ્ચાંને ભાત ખવરાવે છે, પણ સઉથી વધારે અચંબો તો ચકલીને થયો હતો. કારણ માળામાં પોતાનાં બચ્ચાંને આમ એક ન્હાની છોકરી ખવડાવતી જોઈ આમતેમ ઉડતી હતી અને માયાળુ છોકરીને જાણે પાંખો વતે પંખો નાંખતી હતી.



વાર્તા પંદરમી.

# મસ્તીખોર છોકરો.

મોંઘા જેવો મસ્તીખોર છોકરો બીજો નહી હોય. તેને બે ચાર ન્હાનાં ભાઇ બ્હેન હતાં. એ બધાંને ઉશ્કેરનાર ને તોફાની બનાવનાર મોંઘો હતો. મોંઘો તોફાન કરી આઘો રહેતો અને ન્હાનાં ભાઈ બ્હેનને ઘણી વાર ઠપકો મળતો. આ છોકરાં બીજી રીતે સારાં હતાં. ઘરનો પટેલ તેમને તોફાન ન કરવા રોજ શિખામણ આપતો પણ તે ઉપર મોંઘો કાંઇજ ધ્યાન આપતો નહી.

એક દિવસ મોંઘાની માને ન્યાતમાં કુટવા જવું હતું એટલે છોકરાંને ઘેર રાખી ગઈ, પણ જતાં જતાં મોંઘાને કહેતી ગઇ કે " મોંઘા ! મ્હારે મોડું થશે માટે તોફાન કરીશ નહિ ને ભાઈ બ્હેનને રોવડાવીશ નહિ. પટેલનું કહ્યું માનજે. "

મોંઘો ઘરમાં એકલો પડયો. થોડી વાર તો ડાહ્યો રહીને વાંચવા બેઠો. એટલામાં એની ન્હાની બ્હેન રમકડું લઇ આવી. બ્હેન હસતી હસતી આવી એટલે મોંઘાએ એના હાથમાંથી રમકડું લઈ ફેંકી દીધું. રમકડું ભાગી ગયું ને બ્હેન રોઈ. મોંઘો ત્યાંથી ઉઠી અંદરના ઓરડામાં ગયો ત્યાં એનો ભાઈ લખોટે રમતો હતો. મોંઘાએ એકદમ જઇ લખોટા ઉપાડી લીધા ને " નહી આપુ " કરી આગળ ચાલ્યો. ભાઇ રોતો રોતો પાછળ આવ્યો. ઓરડામાં સઉથી ન્હાની બ્હેન ઘોડીયામાં સૂતી હતી. મોંઘાએ ઘોડીયા પાસે જઇને " ઉઠ ! કયાં સૂધી ઉંઘવું ?" કહી ઘોડીયું હચમચાવી નાંખ્યું. છોકરી ભડકી ઉઠી ને રોવા લાગી. આમ ત્રણે છોકરાં ને રોવડાવી મોંઘો રસોડામાં પેઠો. રસોડામાં કોઈ નહોતું એટલે નળ ઉઘાડી નાંખ્યો ને પાણી ધમધમ કરતું બ્હાર ચાલ્યું. પાણી બ્હાર જતું જોઇ ઘરવાળાએ બૂમ પાડી ને પટેલ જોવા અંદર આવ્યા ત્યાં ત્રણે છોકરાં " પટેલ ! મોંઘાભાઈ જુઓને ! " કહી રોતાં સામાં મળ્યાં.

પટેલને બધી હકીકત મળી એટલે ચ્હીડાયા. ઘરમાં આવી મોંઘાને ધમકાવ્યો, ઓરડામાં પુરી બ્હારથી સાંકળ વાશી. મોંઘાના મનથી કાંઇજ નહોતું. થોડીવાર તો ખાટલામાં પડયો, પછી ખાંખાખોળા કરતાં કાતર જડી. પહેલાં તો કાતરવતી ચાદર ઉપર કાપ મૂકયો. પછી ખાટલામાં જોયું તો પોતાના વાળ છૂટા જોયા. કાતરવતી એક પછી એક

લટ કાપવા લાગ્યો પાંચ મીનીટમાં વાળ કાપી નાંખ્યા.

સાંજરે મા ઘેર આવી- ઓરડો ઉઘાડી મોંઘાને બ્હાર કાઢયો તો વાળ કાપેલા. મોંઘો બીજે દિવસે નિશાળે ગયો ત્યાં બધા છોકરાઓ આ તરેહવાર કાપેલા વાળ વાળા મોંઘાની મશ્કરી કરવા લાગ્યા ને ચ્હીડવવા લાગ્યા. આથી મોંઘાને બહુ ખોટું લાગ્યું ને દીલગીર થયો. એને કોઈ બોલાવતું નહી. પણ તે દિવસથી તોફાન છોડી દીધું. કારણ તોફાન કરતો એ વખત સાંભરતો ને ગભરાતો.

---

## વાર્તા સોળમી.

# સુખી છોકરી.

આઠ વર્ષનો જમશેદ બોલી ઉઠયો-શીરીન ! ટીપુને તું અડકતી ના. એ મ્હારો કુત્રો છે ત્હારો ન હોય ! જમશેદની મ્હોટી બ્હેન શીરીને ઉત્તર આપ્યો " બસ-હું અડકીશ. "

જમશેદ—અડકીશ તો હું ત્હને મારીશ "

શીરીન—મારીશ તો માને કહીશ ! બધા-આમ તે ભાઈ બ્હેન વચ્ચે બોલાચાલી ગાળાગાળી શરૂ થઈ અને અનો અંત કેવોએ આવત. પણ એટલામાં દીની આવી પહોંચી. દીની સઉ કરતાં ન્હાની હતી પણ આખા કુટુમ્બમાં ત્હેને

સઉ કોઈ ચાહતું. દીની કોઇ દિવસ ચ્હીડાતી નહિ. દીલગીર રહેતી નહિ, ઉંચે સાદે બોલતી નહી તેમ તોબરો ચ્હડાવી બેસતી નહી. તે સદા હસમુખી, આનંદી અને સુખી રહેતી. એ જેટલો વખત ઘરમાં રહેતી તેટલો વખત શાન્તિ આનંદ રહેતો. દીનીને આવતી જોઇ જમશેદ અને શીરીન લ્હડતાં બંધ થયાં.

દીની–શીરીન ! જમશેદ ! શું કરો છો ? ચાલો પેલા ખેતરમાં જુવો ખરાં–કેવું લીલું ઘાસ ઉગ્યું છે ! એમાં 'સંતાકુકડી' રમીયે ટીપુ પણ આપણી સાથે આવશે. ચાહ થશે એટલે આયા તેડવા આવશે."

જમશેદ ખુશ થઇ ગયો ને બોલ્યો–"બરાબર, ચાલો; શીરીન તુંજ ટીપુને લઇ ચાલ. દીની ! ચાલો આપણે દોડીયે. ખેતરમાં પેલા આંબાનાં ઝાડ પાસે પહેલું કોણ પહોચેછે ? હું તું શીરીન કે ટીપુ !" એક બે અને ત્રણ કહેતાં ચારે દોડયાં, દોડતાં દોડતાં ખેતર તરફ ગયાં; ટીપુ સઉથી આગળ હતો. ટીપુ હસતો હોય એમ પુછડી હલાવવા લાગ્યો. સાતેલીયું, સંતાકુકડી રમાયાં. એકવાર દીની તો બીજી વાર શીરીન તો ત્રીજી વાર જમશેદ લીલા ઘાસમાં આડા પડી સંતાતાં ને બધા ખોળવા જતાં અને હસાહસ થતી. તેમાં ટીપુ પણ સમજતો હોય તેમ ઘાસમાં સંતાઈ જતો ને એની પાસે પહોચતાં એટલે ટીપુ એકદમ એમની તરફ

પુછડી હલાવતો કુદતો. આમ આ છોકરાં દીનીની હાજરીમાં સુખી રહેતાં. દીની પોતે સુખી થતી ને બીજાને સુખી કરતી. આ પ્રમાણે છોકરાં આનંદ કરતાં હતાં એટલામાં આયા ચાહ પીવા તેડવા આવી અને સઘળાં ગયાં.



વાર્તા સત્તરમી.

# ડૉળી છોકરી.

મેનકા મુંબાઇમાં ઉછરી હતી અને પારસી, કપોળ ભાટીયા અને પરભુના સંબંધમાં આવી હતી એટલે પહે-રવેશમાં ઠસાબંધ રહેવાની ટેવ પડી હતી. નવીનમાં નવી ફેશનનાં ફ્રોક પહેરતી; માથામાં પુલ પાડી, પટીયાં અગર ગુલાબી કે લીલી રીબનવતી લટો બાંધતી. દહાડામાં દસ વાર ચાટલામાં જોતી, પંદરવાર હોળતી અને વારે ઘડીયે મોં સાબુથી ધોઇ સાફ કરતી. બ્હાર જતી ત્યારે ઝુલવાળો ચણિયો, ફુલેલી બાંયનો ઝીણો ગળું ઉઘાડું દેખાય તેવો કબજો, એવું ઝીણું લુગડું ને ઉંચાં એડી વાળાં બૂટ પહેરી જતી. ગળામાં ધોળાં મોતીની માળા અને હાથમાં નાજુક છત્રી રાખતી. ન્હાનપણથી ત્હેના આ ઠઠેરાને લીધે લોકો હસતા અને એ સમજતી કે લોકો વખાણે છે. આ કારણથી મેનકાને ડૉળ કરવાની ટેવ પડી હતી. 'ગોરી છે. ખુબ-સુરત છે' એમ કોઇ કહે તો ખુશ થતી. રસ્તામાં જતી

ત્યારે છોકરીયો, છોકરાઓ, સ્ત્રીઓ ઘડીભર એના ઠસ્સા સામું જોઇ રહેતાં ને એ સમજતી કે લોકો મારી ખુબસુરતી ઉપર ફિદા છે.

મેનકાના મામાનું લગન હતું. ત્હેનો વરઘોડો રાતનો ચ્હડવાનો હતો. મેનકાને માટે આ લગ્ન ખાતે એક રેશમી ચણીયો, ઝુલ ને ઝીણવાળો કબજો અને કાશીનો સાળુ લીધો હતો, આ કપડાં પહેરવા મેનકા તલપાપડ થઈ રહી હતી. સવારે નિશાળે જવાનું કહ્યું પણ ગઈ નહી. ચાહ પીવામાં આજ મજાહ ન આવી. ખાવાનું પણ ન ભાવ્યું. કોણ જાણે કેટલીયે વાર ચોટલા ઉપર કાંશકી ફેરવી, મ્હો ધોયું, ચાટલાં બદલ્યાં અને જેટલી વાર મેડીયે ગઈ તેટલી વાર આવેલાં લુગડાંની ગાંસડી જોઈ હરખાતી અને એકાદવાર તો લુગડાં કાઢી પહેરી જોવાનું મન પણ થયું ને પહેરવા જતી હતી ત્યાં કોક આવ્યું એટલે અટકી પડી.

સાંજ પડવા આવી ને કપડાં પહેરવાનું કહેવામાં આવ્યું. મેનકા હરખભેર ઉપર ગઇ, સામે અરીસો મૂક્યો, અંબોડો છોડી તેલ નાખ્યું. કેશરંજન, પુષ્પમાલા, હેરલીન જેટલાં તેલ હતાં તેટલાં અજમાવ્યાં. પાંચ વાર અંબોડો છોડી ઓળ્યો. વાળના ગુચ્છા બરાબર પડયા છે કે કેમ તે માટે દશવાર ચાટલામાં જોયું. ચણીયો કબજો, લુગડું પહેર્યું, બૂટ મોજાં, ઘરેણાં પહેર્યાં. મેનકા તૈયાર થઇ ઓરડામાંથી બ્હાર જાય છે ત્યાં તોરણ માથાને અડયું. એના

મનથી થયું કે વાળ ચુંથાયા તેથી ફરી ચાટલામાં જોઇ વાળ સમા કરવા લાગી. મ્હોં જોઈ–પોતાની ખુબસુરતી જોઈ ખુશ થઇ. આમ ફુલાતી ફરી ત્યાં લુગડાંની ઝાપટ કેશ-રંજન શીશીને વાગી. શીશીને બુચ નહોતો. ઝડપ વાગતાંજ શીશી પડી ને સાળુ ઉપર તેલ ઢોળાયું. સો રૂપીઆનો સાળુ તેલમાં રગદોળાયો. હવે શું કરવું ? મેનકાની જગાએ બીજી કોઇ હોત તો લુગડું બદલી જાત, પણ મેનકા–નવાં લુગડાં પહેરી ઠઠારો મારવાની ઉમંગી મેનકા–તો ગઇજ નહી. મામાના વરઘોડામાં મહાલવાની મોજ ડોળી મેનકાના મનમાં ને મનમાંજ રહી.

વાર્તા અઢારમી.

## ભલી છોકરી.

વિમળા મૂળ રહેવાશી અમરેલી પાસે ઢસાની હતી, પણ ત્હેના બાપને રાધનપુર નોકરી હતી એટલે તે ઘણું ખરૂં ત્યાં રહેતી. પાંચે વર્ષે વિમળા બાપની જોડે ઢસા આવી. વિમળા બાર વર્ષની હતી. રાધનપુરમાં નિશાળે જતી. પણ ઢસા જેવા નાના ગામમાં ઘણે વર્ષે આવેલી અને તે પણ મહિના માસ માટે, એટલે નિશાળમાં જતી નહોતી. સાંજ સવાર માની સાથે કે એકલી ગામ બ્હાર આવેલા મહાદેવના મંદિરે દર્શન કરવાને બ્હાને ફરવા જતી. બ-પોરના વાંચતી ભરતી અગર ઘરકામ કરતી. વિમળા એવા

ભલા અને સાલસ સ્વભાવની હતી કે તે આખા ગામમાં માનીતિ થઇ પડી. રસ્તામાં જતાં કોઇને ટોપલી માથે મુ-કવાની હોય તો તેમ કરવામાં તેને શરમ કે હલકાપણું લાગતું નહિ. કોઇ છોકરૂં પડી જાય તો તરતજ ઉંચકી લઇ હસાવી પુલાવી પછીજ જતી. તે છોકરૂં કઇ જાતનું છે તેનો વિચાર પણ લાવતી નહિ.

એવામાં ગામમાં તાવનો રોગ આવ્યો, પોતાના ઘર પાસે એક ગંગા ડોશી ચાર ન્હાનાં છોકરાં સાથે રહેતી. આ છોકરાં ન્હાનાં મુકી ગંગા ડોશીની છોકરી મરી ગઇ હતી. ગંગા ડોશી મહેનતુ અને કામગરાં હતાં, દળતાં, ખાંડતાં, રાંધતાં. આમ ચાલતું હતું ત્યાં ગંગાડોશીને તાવ આવ્યો ને ખાટલાવશ થયાં. આથી છોકરાંને ખાવાપીવાની હરકત પડવા લાગી. આ વાતની ખબર વિમળાને પડી તે ગંગા ડોશીને ઘેર જઇને છોકરાંને માટે રોટલા ને શાક કરી આપવા લાગી. ગંગા ડોશી તો બિચારાં વિમળાની મદદથી અડધાં સાજાં થયાં. આ વાતની ખબર વિમળાની મા અને બાપને પડી એટલું જ નહી પણ પાડાપાડોશીએ જાણ્યું. આ પરગજુ ભલી છોકરીનાં વખાણ થતાં સાંભળી માબાપને આનંદ થયો અને વિમળાને તો વધારે સંતોષ થયો. ગંગાડોશી સાજાં થયાં ત્યારથી વિમળાને માટે મરી પડતાં, ને વિમળા પેટની છોકરી હોય એમ ચાહવા લાગ્યાં.

## વાર્તા ઓગણીસમી.

# સાચું બોલનારો છોકરો.

પ્રબોધ તંદુરસ્ત, આનંદી અને ખુબસુરત છોકરો હતો. ત્હેને એક મ્હોટો ભાઇ અને એક ન્હાની બ્હેન હતાં. પ્રબોધની મા અને બાપ બન્ને પ્રમાણિક–સાચાબોલાં હતાં એટલુંજ નહિ પણ એકબીજાને ચહાતાં હોવાથી તેમનામાં કદિ તકરાર થઇ નહોતી. આથી છોકરાં પણ સાચાંબોલાં અને વ્હાલસોયાં થયાં. મ્હોટો ભાઈ ઇંગ્રેજી નિશાળમાં જતો હતો. પ્રબોધ ગુજરાતી નિશાળમાં જતો અને ત્હેની ન્હાની બ્હેન એકડીયા ઘેર શિખતી.

એક દિવસ પ્રબોધ તથા ત્હેનાં ભાઇ બ્હેન માની સાથે કોઇને મળવા ગયાં. જેને ત્યાં મળવા ગયાં ત્હેનો બંગલો મ્હોટો હતો. દિવાનખાનામાં મેજ કબાટ ખુરશી ગોઠવ્યાં હતાં. રૂમાલો પાથરી ચાર ખૂણે અને વચમાં ગોળ ટેબલો મૂક્યાં હતાં. આ ટેબલો ઉપર કાચનાં રમકડાં–ફ્લાવર પોટ ગોઠવ્યાં હતાં. કોઈ ઉપર છબીઓ તો કોઇ ઉપર છબીઓનાં આલબમો મુકયાં હતાં. ત્રણે છોકરાંને દિવાનખાનામાં બેસાડી મા અંદર ગઈ. છોકરાં દિવાનખાનામાં ફરતાં હતાં. મ્હોટો ભાઇ ચોપડીયોનાં કબાટ જોતો હતો અને એક પછી એક આલબમ લઈ છબીયો જોતો કોચ ઉપર પડયો. પ્રબોધ ભીંતે ટાંગેલી છબીઓ જોતો હતો. ન્હાની બ્હેન

રમતી રમતી એક રાઉન્ડ ટેબલ પાસે ગઈ ત્યાંથી સીસાપેન લીધી અને એક ન્હાનું આલ્બમ ઉપાડયું. છબી ઉપર કકો લખતી હોય એમ તેમાં પેનસીલ ઘસવા લાગી. આ લગભગ બધી છબીઓ બગાડી આલ્બમ હેઠળ નાંખ્યું. ત્યાંથી આગળ બીજા ટેબલ પાસે જઈ ટેબલ ઉપર હાથ રાખી ઉભી થવા ગઈ એથી ટેબલ હાલ્યું ને ટેબલ ઉપરનું એક સુંદર કીમતી ફ્લાવર પોટ ( ફુલની છડી રાખવાનું કાચનું વાસણ) જમીન ઉપર પડયું ને ત્હેના બે કકડા થયા. કાચ ફુટવાના અવાજની સાથે જ પ્રબોધ અને ત્હેના ભાઈનું ધ્યાન ગયું. બન્ને દોડી બ્હેનને ઉપાડી લીધી. જોયું તો આલ્બમ પણ બગાડેલું. ' હવે શું કરવું ' એ વિચાર થતાં પ્રબોધનો મ્હોટો ભાઈ બોલ્યો " પ્રબોધ ! આ આલ્બમ એમને એમ મૂકી દે મેજ ઉપર અને આ ફ્લાવરપોટના બે કટકા જેમ આમ રહે છે તેમ રહેવા દે. એ વિશે કાંઈ બોલવું નહિ. "

પ્રબોધ—ભાઈ એમ થાય ! આવું સારૂં આલ્બમ ને પોટ બે બગાડયાં ને પછીથી ખબર પડે તો આપણે માટે કેવું ધારે ?

ભાઈ—આપણે કયાં જુઠું બોલવું છે. ન પૂછે તો શા માટે કહેવું ? પૂછે તો કહેવું.

પ્રબોધને આ વાત ન ગમી. તે તો અંદર ગયો ને શેઠાણીને ધીરે ધીરે બનેલી વાત કહી. શેઠાણી અને પ્રબો-

ધની માએ દિવાનખાનામાં આવી જોયું. પ્રબોધની માએ બન્ને છોકરાંને બ્હેનને સાચવી નહિ તે માટે ઠપકો આપ્યો પણ શેઠાણીએ તો ઉલટાં વખાણ કર્યાં અને ચાપીચુલીને કહેવા આવ્યાં તે માટે શાબાશી આપી; એટલુંજ નહી પણ પ્રબોધને એક રમતની પેટી આપી.



વાર્તા વીસમી.

## બ્હીકણ છોકરી.

શાન્તિને ન્હાનપણથી બ્હીકણ બનાવી હતી. એકની એક છોકરી એટલે એનાં માબાપ એને એકલી બ્હાર જવા દેતાં નહિ. અંધારામાં જવા દે નહિ. દહાડે દિવસે પણ એકલી કાંઇ જવા દે નહી. કુવો નદી કે તળાવ પાસે જરા તો ઉભી રહેવા દે નહિ. રેલગાડીથી દોઢ ગાઉ છેટી રાખે. બૂટ કે સપાટ પહેર્યા શિવાય ઘરમાં પણ ફરવા દે નહિ. આમ શાન્તિ બહુજ નાજુક ને બ્હીકણ છોકરી થઈ.

એક દિવસ પાડોશીના આગ્રહથી શાન્તિ, શાન્તિની મા વગેરે દરિયે ન્હાવા ગયાં. શાન્તિની માએ સાથે નોકર લીધો હતો એટલે શાન્તિ દસ વર્ષની હતી છતાં ત્હેને નોકરે તેડી હતી. શાન્તિએ દરિયો આઘેથી જોયો હતો પણ દરિયા પાસે ગઇ નહોતી. રેતીમાં બધાંએ લુગડાં કહાઢયાં. શાન્તિને ખુલ્લામાં લુગડાં કાઢતાં બ્હીક લાગી. આ જગાએ

બીજું કાંઇજ નહોતું. છેવટે બધાં દરિયા તરફ ગયાં. શાન્તિ-તો છેક કિનારા ઉપર ઉભી હતી અને મોજાનું પાણી પગને સહેજ અડતું તો રોતી. શાન્તિથી ન્હાની પાડોશીની છોકરીયો ગમત કરતી દોડતી ત્યારે શાન્તિ તો ડુસકાં ભરતી ઉભીજ રહી. એવામાં પડોશણે શાન્તિનો હાથ પકડયો ને દરિયામાં આગળ ઘસડી. શાન્તિ જેમ જેમ આગળ ગઇ તેમ તેમ પાણીનાં મોજાં પગને ઉંચે ને ઉંચે અથડાવા લાગ્યાં. કોઇ દિવસ પાણી દીઠેલું નહિ ને વિશાળ દરિયો, આંધે દેખતાં મ્હોટાં મોજાં પગને અડકતાં ઠંડાં લાગતાં તેથી શાન્તિ બહુજ બ્હીવા લાગી. આમ ટાઢ નહોતી. દશ વર્ષની છોકરીએ તો બોપાગાળા કરવા માંડયા. એવામાં શાન્તિને ઉપાડીને બે પાંગોટા ઝાલી દરિયામાં ઝબોળી. ઝબોળતાં પહેલાં તો શાન્તિનો જીવ ઉડી ગયો–‘ મ્હને મારી નાખી કે શું ’ એમ થઈ ગયું, પણ જ્યાં દરિયાનું પાણી શરીરને અડયું ને બ્હાર આવી એટલે એમ થયું કે બીજીવાર ઝબોળે તો સારૂં. પછી તો પોતાની મેળે પાણી ઉડાડવા લાગી ને ગમત કરવા લાગી.



## વાર્તા એકવીસમી.

# કહ્યું માનનારો છોકરો.

સુધાકર જેવો કહ્યું માનનારો છોકરો બીજો ભાગ્યેજ હશે. ન્હાનપણથીજ તે બધાનું કહ્યું માનતો એટલુંજ નહિ પણ જે કહેવામાં આવે તે રાજીખુશીથી કરતો. તે કોઈ દિવસ બીજા છોકરાઓની માફક 'કેમ! શા માટે!' એવા સવાલ પૂછતોજ નહિ. મુગો મુગો કામ કરતો. આથી તે સર્વને વ્હાલો હતો.

એક દિવસ સુધાની દાદી બ્હાર ગામથી આવી, ને સાંજના ગાડીમાં બેશી બજાર ગયાં. બજારમાં એક મ્હોટી દુકાનમાંથી સુધાકરને રમકડાં અપાવવા દાદીનું મન થયું. સુધાકરે એક મોટોરકાર એક આગબોટ ને એક ન્હાનો સીનેમેટોગ્રાફ પસંદ કર્યો. દાદીએ રૂપીઆ ચુકવી આપ્યા ને દુકાન બ્હાર નિકળ્યાં. સુધાકરને સીનેમેટોગ્રાફ બહુ ગમ્યો હતો. ઘેર જઇ ખેલ કરવાના વિચાર કરતો હતો.

દાદીની એક બ્હેનપણીનું ઘર રસ્તામાં હતું ને દાદીને મળવું હતું, એટલે ગાડી ઉભી રાખી ઉતર્યાં. ઉતરતાં ઉતરતાં દાદીએ સુધાકરને કહ્યું—" સુધાકર ! આપણે જઇએ છીએ ત્યાં ત્હારા જેવડાં છોકરાં છે માટે એમને ત્હારાં રમકડાં બતાવજે હોં ! "

બન્ને ઘરમાં ગયાં. સુધાકર છોકરાં પાસે ગયો. બન્ને છોકરાં પથારીમાં સૂતાં હતાં, માંદાં હતાં. તેમને પોતાનાં રમકડાં બતાવ્યાં. છોકરાં રમકડાં જોઈ ખુશી થયાં. એટલામાં દાક્તર આવ્યો ને છોકરાંને તપાસી કહ્યું કે " આ છોકરાંને અહીંથી લઈ જાઓ, કારણ આ બંને છોકરાંને ઓરી નિકળ્યાં છે. " દાદી ઉભી થઇ ને સુધાકરને કહ્યું–" સુધાકર ત્હારાં રમકડાં અહીં રહેવા દે. એ સાથે લેવાનાં નથી. " સુધાકરને રમકડાં નહીં લેવાય, ત્હેમાં પણ સીનેમેટોગ્રાફ ગયો, જાણી દીલગીરી થઈ પણ પાછો શાન્ત થઇ જરા પણ આનાકાની વગર ઘેર આવ્યો.

બે દિવસ થયા, દાદી ગઈ, પણ બીજે દિવસે એક પાર્સલમાં સરસ સીનેમેટોગ્રાફ સુધાકર ઉપર આવ્યો. ઉપર લખ્યું હતું કે–' કહ્યું માનનારા છોકરાને ભેટ. ,



વાર્તા બાવીસમી.

# ઉદાર છોકરી.

કલાવતી બધાને વ્હાલી લાગતી. ઘરમાં, નોકરચાકર, બ્હાર પાડા પાડોશી, ગાડીવાળા, ભીખારી સઘળા કલાવતીને વ્હાલથી બોલાવતા. કલાવતી નિશાળે જતી ત્યારે સાથે ખાવાનું લઈ જતી અથવા બપોરે નોકર લાવતો, પણ ખાતાં ખાતાં એમ જાણે કે કોઈ ગરીબ છોકરી ભૂખી

છે તો તે પોતાનું બધું ખાવાનું તેને આપી દેતી. રસ્તામાં લુલું પાંગળું કે દુઃખી કોઇ જુવે તો ગજવામાં જે હોય તે આપી દે.

એક વખત દેશમાં દુકાળ પડયો ને ઢોર તથા માણુસને મદદ કરવા રૂપીઆની ઉઘરાણી થવા મંડી. કલાવતી ઉંડુ સમજી તો નહી પણ એટલુંજ સમજી કે ગરીબોને ધાન લુગડાં આપવા તથા ઢોરને ઘાસ પાણી આપવા પૈસા ભેગા થાય છે. કલાવતી આ કામમાં તૈયાર થઇ. તેણે જે મંડળ તરફથી ઉઘરાણું થતું હતું તે મંડળનો ચાંદ છાતીએ લટકાવ્યો અને પોતાના ગામમાં ઘેરઘેર માગવા નીકળી. ગરીબોને અને ઢોરને માટે પૈસા આપો' એમ ઠેર ઠેર કહેતી. દશ અગીઆર વર્ષની ન્હાની છોકરીને આવું કામ કરતી જોઇ સર્વના મનમાં લાગણી થઇ, ને કોઇએ ચાર આના, તો કોઇએ રૂપિઓ, બે રૂપીઆ ભર્યું. ટુંક વખતમાં કલાવતિએ નાના ગામમાંથી પાંચસો રૂપીઆ ભેગા કર્યા ને આ છોકરીનાં વખાણ થયાં.

દુકાળનાં ચિન્હ કલાવતીના ગામમાં દેખાયાં. કલાવતીને હરરોજનો એક આનો મળતો. આ એક આનો તેણે દુકાળફંડમાં મોકલવા માંડયો. પોતાનાં ફાટેલાં લુગડાં શનિ–રવિવારે શીવી તૈયાર કરતી અને દુકાળીયાં માટે લુગડાં મોકલવા લાગી. કલાવતીના ઉદાર સ્વભાવથી–ત્હેના વર્તનથી લોકો ખુશી થયા. જાહેર સભાઓ અને પેપરોમાં

કલાવતીનું નામ આવ્યું અને કલાવતીનાં માબાપના આનંદનો પાર રહ્યો નહિ.

---

### વાર્તા તેવીસમી.

## અદેખી છોકરી.

કમળા ! ત્હારા ફુવા અને ફોઇને કાંઈ કારણ સર બ્હારગામ જવાનું છે તેથી ત્હેમની છોકરી કાન્તિ થોડા દહાડા આપણે ત્યાં રહેશે એ ત્હારા જેવડી છે. એ અહીં આવે તો ત્હને ગમશે ને ? તું એને રમાડીશ કે ? ”

કમળા—મા ! હા. આવશે તો મજાહ પડશે. હું મ્હારાં રમકડાં-ઢીંગલી-ચિત્રોની ચોપડીયો-ખેલનાં વાસણો અને પેલી મોટી ઢીંગલી બતાવીશ. મ્હારાં આટલાં બધાં રમકડાં જોઇ એતો ખુશ ખુશ થઈ જશે. મ્હારા જેવી મ્હોટી ઢીંગલી તો ત્હેણે જોઈજ નહિ હોય.

મા—કમળા ! ત્હારી ઢીંગલી જોઈ કાન્તિ ખુશી તો થશે પણ એની પાસે પણ રમકડાં હશે. એની પાસે પણ મુંબાઇથી મંગાવેલાં અને કુંચીચોવાળાં રમકડાં હશે.

કમળાનો અદેખો સ્વભાવ જાગ્રત થયો-' મ્હારા કરતાં સારાં રમકડાં' એ વિચારે કમળા દીલગીર થઈ. કાન્તિ આવે તો ભલે આવે-એને પોતાનાં રમકડાં બતાવે-રમાડે એ વાત ખરી; પરંતુ એની પાસે પોતાના જેવાં કે

વધારે સારાં રમકડાં હોય એ વિચાર કમળા સહન કરી શકી નહિ આ ઘડીથી પોતાનાં રમકડાં ઉપરથી મોહ જતો રહ્યો.

કમલા—મા, મા, મ્હારી ઢીંગલી કરતાં કાન્તિની ઢીંગલી મ્હોટી હશે ! સારી હશે ?

મા—કમળા ! મ્હોટી કે સારી હોય તેથી શું ? ત્હારા બાપ કાન્તિને અહીં લાવશે તે પહેલાં બજારમાંથી સારી ઢીંગલી અપાવતા આવશે.

એટલામાં કોઇએ બારણું ઉઘાડયું ને કાન્તિ અને કમળના પિતા દાખલ થયા.

કાન્તિ હસતી હસતી ઘરમાં દાખલ થઇ ને કમળા પાસે દોડીને કહ્યું " કમળા બ્હેન ! આ મ્હારી ઢીંગલી, જરા ઝાલોને ! હું બૂટ કાઢું. "

કમળાએ મુગી મુગી હાથ લાંબા કરી ઢીંગલી ઉપાડી ને ઢીંગલી જોતાંજ હોંશકોશ ઉડી ગયા. આવી સારી મ્હોટી ઢીંગલી કાન્તિની ! એનું ચાલ્યું હત તો ઢીંગલીના ચુરેચુરા કરી દીધા હોત, પણ બાપની બ્હીકે કાંઈજ બોલી નહિ.



## વાર્તા ચોવીસમી.

# અધીરો છોકરો.

અધીરા ન થવામાં કેટલો લાભ છે એ ઘણાં જાણતાં નથી. ઉતાવળા-અધીરા સ્વભાવનાં માણસો જગતમાં કાંઇ કરી શકે નહી. મંજુ આવોજ અધીરો ઉતાવળો છોકરો હતો. કોઈ દિવસ એણે કોઈ કામ ધીરેથી કર્યું હોય એમ સાંભરતું નથી. ચાહનો પ્યાલો લેવો હોય તો એ પણ ચાહ કયારે ટાઢી થાય ને પી જાઉં એમ થાય. ખાવામાં પણ ચાવ્યાની માથાકુટ કોણ કરે એમ કરી આખાને આખા કકડા ગળે ઉતારી દે અને બે મીનીટમાં ખવાનું પતાવી દે. ઘરમાં કામ કરતો હોય ને બહાર મદારી કે ખેલવાળો આવે તો એનું મન રહે નહી. નવાં લુગડાં કે ખાવાનું આવે તો કયારે ખાવાનું મળે એમ થતું. ખાવા-નામાંથી કકડીએ ખાય ત્યારે એને ટાઢક વળે નોકરને પાણી લાવતાં વાર થાય તો મંજુનો મિજાજ ખસી જાય. ભોગ જોગે મંજુ માંદો પડયો તો આખા ઘરની કમબખતી. ‘ પુરી લાવો-ભાત લાવો-મ્હને કાંઇ થઇ જાય છે મને ગભરામણ થાય છે હું મરી ગયો, ’ એમ બૂમો પાડી બીજાને ગભરાવે.

એક દિવસ મંજુ ભણતો હતો એવામાં પાડોશનાં છોકરાં વાત કરતાં સંભળાયાં કે ‘ પેલી મીનડીને ચાર

બચ્ચાં આવ્યાં છે ને એ બચ્ચાં ધોળાં ને કાળાં છે. ,
મંજુનું ધ્યાન બિલાડીનાં બચ્ચાં જોવામાં ગયું. માસ્તર
ભણાવતા હતા તે ઉપર ધ્યાન આપ્યું નહિ. માસ્તરે ઘણું
કહ્યું પણ નકામું. ' ભાઇસાહેબ ! મીનડીનાં બચ્ચાં જોઇ
હમણાં આવું છું.' માસ્તરે કહ્યું ' પછી જજે. ' પણ
મંજુ રહે ! મંજુ દોડયો ને પાડોશીના ઘરમાં જઇ ' બચ્ચાં
કયાં છે ' એમ પૂછવા લાગ્યો. પાડોશણે કહ્યું ' બચ્ચાં
વાડામાં ઘાસની ગંજી પાસે છે પણ તું હમણાં ત્યાં જઈશ
નહિ. બે દહાડા પછી જોજે, તું અડકીશ તો બિલાડી કર-
ડશે કે નોર મારશે ' ' માર્યા માર્યા હવે ! ' કરી મંજુ
વાડામાં ગયો. છોકરાં આઘેથી બચ્ચાં જોતાં હતાં. મંજુ
પાસે ગયો ને ધોળા ગુચ્છાવાળાં બચ્ચાં જોઈ ઉપાડવાનું
મન થયું મંજુને એક વાત કાનમાં આવી પછી કઇ એની
ધીરજ રહે ! એ ન થાય ત્યાં સૂધી એનું ચિત્ત ઠેકાણે
રહેજ નહિ. એણે તો વધારે પાસે જઇ એક સરસ બચ્ચું
ઉપાડયું. જેવું બચ્ચું ઉપાડયું તેવીજ બિલાડીએ ઝાપટ
મારી ને મંજુને નખથી લોહી લુહાણ કર્યો. મંજુએ બચ્ચું
નાખી દીધું ને રોતો રોતો ઘેર ગયો. ત્યાં ઠંડા પાણીથી
લોહી સાફ કરી પાટો બાંધ્યો, પણ બળતરા બંધ થઈ નહી.



## વાર્તા પચીસમી.

# સમજુ છોકરી.

જેકલી આઠ વર્ષની હતી. એને ત્રણ ન્હાની બ્હેનો અને બે મ્હોટા ભાઇ હતા. જેકલી શરીરે મજબુત હતી પણ આઠ વર્ષની છોકરી શું કરી શકે ? એના બે મ્હોટા ભાઇઓ ભગલો અને છગો છૂટક મજુરી કરતા. કાપણીના દિવસમાં ખેતરમાંથી બે પૈસા મળતા. એમનો બાપ ઝીણકો મજુરી કરતો. મા પણ દળણું દળી બે પૈસા લાવતી. આમ બધાં ન કમાય તો સાત આઠ માણસનું નભે પણ કેમ !

કાપણીના દિવસ આવ્યા. ખેતરોમાં પાક તૈયાર થયો, શિયાળુ પાકથી ખેતરમાં છોડવા ચીવટતા હતા ગયે વરશ દુકાળ પડેલો ને આ વરશે પાક સારો થયો તેથી લોકોનાં મન પ્રફુલ્લ હતાં. ઝીણકો આઠ દહાડાથી મજુરી વગર બેશી રહ્યો હતો ને હવે કેમ કમાવું એ વિચાર કરતો હતો, ત્યાં માઇલ ઉપર ખેતરમાં કાપણી થવાની હતી ત્યાંથી ઝીણકાને સારી મજુરી આપી કાપણી કરાવવા બોલાવા આવ્યું ને ઝીણકો તૈયાર થયો. ત્હેને તૈયાર થતો જોઇને ત્હેની વહુએ કહ્યુ "એતો ઠીક ! પણ ત્હમે ખાવાનું શું કરશો ! ભાથું ત્યાં કોણ લાવશે ?"

ઝીણકો—ત્હારાથી નહી અવાય ને ન આવવું. ભગો કે છગો જે હોય ત્હેને મોકલજે. ને ન હોય તો ચાલશે;

ખાવાને માટે મજુરી ખોઈશ નહિ.

વહુ—એની ફિકર ન રાખશો. ગમે તે રીતે મોકલીશ. બીજે દિવસે સવારે ઝીણુકો મજુરીએ ગયો. ભાથું લઈ જવાનો વખત થયો ને ભગો કે છગો કોઈ દેખાયું નહી. બાર વાગવા આવ્યા હતા એટલામાં ભગો આવ્યો “મા, મ્હને મ્હોટા સાહેબના બંગલે કામે બોલાવ્યો છે, રૂપીઓ મળશે માટે હું ત્યાં જાઉંછું, છગાને ભાથું લઈ મોકલજે.” રૂપીઓ ખોવો ઠીક નહી જાણી માએ ભગાને રજા આપી. છગો આવ્યો. આજ છગાના દાંતમાં દુખાવો ઉપડયો હતો તેથી ત્હેનાથી જવાય એમ હતું નહી. હવે શું કરવું ! ધાવણા બાલક ને ન્હાનાં છોકરાંને લેઈને કે મૂકીને જવાય નહી. આ બધી વાત જેકલી સાંભળતી હતી. તે માથે ઓચલો નાંખી આવી ને માને કહ્યું “ મા ! મ્હને ભાથું આપ. હું મારા બાપાને આપી આવીશ. તે દહાડે આપણે ગામ ગયાં હતાં ત્યારે મ્હેં ખેતર જોયું હતું.” મા તો ખુશ થઈ ગઇ ને જેકલીએ ભાથું લઈ બે માઈલ દૂર ખેતરમાં જઈ બાપને આપ્યું. ઝીણુકાને બધી વાતની ખબર પડી અને રોજ કરતાં આજ ભાથામાં બહુજ મીઠાશ લાગી.



## વાર્તા છવીસમી.

# બેદરકાર છોકરો.

ચંદુની માને બે ચાર દહાડા ગામ જવાનું થયું એટલે ત્હેણે ચંદુને બેસાડીને કહ્યું " ચંદુ ! હું જાણે જાઉં છું કંકુકાકી છે એટલે તું એકલો નથી. પણ આ મેનાને તું સંભાળજે. તું જાણે છે કે હું જાતેજ મેનાનું પાંજરૂં સાફ કરૂંછું ને મેનાને નવડાવું છું. એ કામ તું કરજે પણ પણ એટલું યાદ રાખજે કે પાંજરૂ ઉઘાડે ત્યાર પહેલાં બારીઓ બંધ રાખજે. તું જરા બેદરકાર છે માટે કહેવું પડે છે. "

ચંદુએ કહ્યું કાંઇ ફિકર નહી. હું બરાબર સાચવીશ, ચંદુની મા ગઈ ને જતાં જતાં પણ એ અક્ષર કહેતી ગઇ. ગઇ તો ખરી પણ 'ઘેર આવીશ ત્યારે શુંએ હશે' એ ફડક ગઈ નહી, કારણ ચંદુ કાળજી વગરનો છોકરો હતો.

એકાદ બે દિવસ તો કામ બરાબર ચાલ્યું ચંદુ મેનાનું પાંજરૂ જાતે ઉતારતો. બ્હારી બારણાં બંધ કરી પછીજ પાંજરૂ ઉઘાડતો. મેનાને નવડાવતો ને ખવડાવતો બોલાવતો. ત્રણ દિવસ ગયા ને ચોથો દિવસ આવ્યો. આજ મા આવવાની હતી. બપોરે રોજની માફક ચંદુએ પાંજરૂ ઉતાર્યું, બ્હારી બારણાં બંધ કર્યાં ને પાંજરૂ ધોયું. મેના આખી મેડીમાં ઉડવા લાગી; ઘડીમાં ચંદુના માથા ઉપર બેસે તો ઘડીમાં મેડીમાં ચકરડી ભમરડી ફરે.

એવામાં કંકુકાકીએ બૂમ પાડી. ચંદુ ! નીચે આવ જોવું હોય તો ! આ લશ્કર જાય ને બેંડ વાગે છે. ‘ ચંદુએ પાંજરૂ હેઠળ મૂકયું ને દાદર ભણી દોડયો. પણ દાદર તરફનું બારણું બંધ કરવું ભૂલી ગયો. ચંદુ હેઠળ ઓટલા ઉપર ઉભો અને લશ્કર ગયું એટલે ઉપર ગયો પણ મેના કયાં ? પાંજરામાં, આખી મેડીમાં ફરી વળ્યો પણ મેના દેખાઈ નહી. મેના પણ લશ્કર જોવા ગઇ હતી. માત્ર ચંદુની માફક પાછી આવી નહોતી. બેદરકારી માટે આ ઓછી શિક્ષા હતી ? મા ગઈ ત્યારે ચંદુએ કહ્યું હતું કે ‘ હું બરાબર સાચવીશ. ’ આ બરાબર સાચવ્યું કે ? હવે મા શું કહેશે ને માને શું મ્હોં બતાવવું ! એમ ચંદુને થયું.



## વાર્તા સત્તાવીસમી.

# શરમાળ છોકરી.

સર્યુ સાત વર્ષની હતી. તે દેખાવડી તેમજ સારી છોકરી હતી. ત્હેનામાં એકજ દોષ હતો, તે બહુજ શરમાળ હતી. એકલી એકલી રમે–ગરબા ગાય પણ કોઈ બહારનું આવી કહે કે ‘ગા,’ તો થઈ રહ્યું. એકલી રમ્યા કરે, પણ કોઈ બોલાવે કે તરત માની સોડમાં ભરાઈ જાય, અગર બારણું ઝાલી ઉભી રહે.

સર્યુને બે ચાર ભાઇ બ્હેનો હતાં. તેઓ શનિવારે માબાપની સાથે નાટક જોઇ આવ્યાં. રવીવારે નાટક કરવાનું મન થયું. ભાઈબ્હેનોએ સર્યુને રાજા બનાવવા વિચાર કર્યો ને સર્યુને કહ્યું.

સર્યુ—ના ભાઇસાહેબ ! મ્હારાથી રાજા નહી થવાય. કોઇ જૂએ તો હું તો રોઇ જાઉં.

પણ ભાઇબ્હેનોએ માન્યું નહી. આજે સર્યુને રોવડાવવાનો ઠરાવ કર્યો હોય તેમ બધી તૈયારી કરવા લાગ્યાં. એક જણ ખુરશી લઈ આવ્યું, એક જણે ખુરશી પાછળ મોરનાં પીછાં ખોસ્યાં, એકજણ ઝબ્બો લઇ આવ્યું. સર્યુને પાટલુન પહેરાવ્યું, કેડે તરવાર બાંધી. સર્યુ ના કહેતી જાય પણ સાંભળેજ કોણ ! સર્યુના માથા ઉપર ભરેલી મુકુટ જેવી ટોપી મૂકી. ગળામાં સર્યુની મ્હોટી બ્હેને મોતીની માળા નાંખી. આમ બધી તૈયારી થઇ. એક જણ સર્યુને ઝાલીને ઉભું રહ્યું હતું, કારણ સર્યુ ‘ નહી ભાઈસાહેબ ! ’ કર્યા કરતી હતી. એક જણે શાલનો પડદો નાંખ્યો. પછી બધાં તૈયાર થયાં. સર્યુના બાપ, કાકા, કાકી, મા, નોકરચાકર, ભાઈબ્હેન સઘળાં ભેગાં થયાં. બધાંને મુગા રહેવા વિનંતી કરવામાં આવી હતી. બધાં ભેગાં થયાં કે એક જણે સીટી વગાડી ને પડદો ખસ્યો. ગરીબ શરમાળ સર્યુ આટલામાં બધાં માણસો જોઇ ગભરાઇજ ગઈ ને નાટકનો રાજા ‘ સર્યુ ’ આમ રોતો રોતો નાઠો. એને નાસતો જોઈ બધાં હે–હે કરતાં હસતાં પાછળ દોડયાં. સર્યુ તો શરમા-

ઈને ખૂણામાં ભરાઈ ગઈ તે ત્હેની માએ કેટલું કર્યું ત્યારે બ્હાર નીકળી.



વાર્તા અઠ્ઠાવીશમી.

# ગાતી છોકરી.

મધુરીને નાનપણથી સંગીત ગમતું. ગમે તેટલી રોતી હોય પણ જો તેને કોઇ ગરબા કે હાલરડા ગાઇ સંભળાવે તો ચૂપ થતી. ભરથરી ગાતા આવે અગર કોઇ ભીખારણ ગાય તો તે સાંભળવા દોડી જતી. ઘરમાં એની મ્હોટી બ્હેન તથા મા ન્હાની ન્હાની ગરબીઓ શિખવે તે તરત શીખી જતી ને પછી એકાંતમાં તેમજ કોઇ કહે ત્યારે મીઠા સૂરથી ગાતી. મ્હોટા ભાઇ પાસે હાર્મોનીયમના સૂર શિખતી હતી. મધુરી ભણવામાં ને કામ કરવામાં પણ હોંશીયાર હતી.

મ્હોટા ભાઇને સંગીત આવડતું અને તે હાર્મોનીયમ દિલરૂબા વગાડી જાણતો. મધુરીના બાપને પણ સંગીતનો શોખ હતો અને વખતોવખત રાત્રે સૌને ભેગાં કરી ગાતો–ગવડાવતો. એક દિવસ મધુરીનો પિતા એક ચોપડી લાવ્યો ત્હેમાં એક સુંદર રાગનું ગીત હાર્મોનીયમમાં ઉતારવા મ્હોટા ભાઇને કહ્યું. મ્હોટાભાઇએ એકાદવાર હાથ બેસારવા ગાયન ગાયું. હાર્મોનીયમમાં ઉતાર્યું. મધુરીએ ધ્યાન દઈ સાંભળ્યું. બીજે દિવસે રાત્રે જમ્યા પછી આ ગીત મ્હોટા-

ભાઈ સંભળાવવાના હતા. હાર્મોનીયમ ઉપરજ પુસ્તક રહેવા દઈ મ્હોટાભાઈ જમવા ગયા. કુટુમ્બમાં રિવાજ હતો કે પુરૂષો પહેલા જમે ને છોકરીયો–સ્ત્રીમંડળ પછી જમે. મ્હોટાભાઈ, કાકા, પિતા વગેરે જમવા બેઠા. વાતો ચાલે છે, જમવાનો રસ જામ્યો છે, ત્યાં પિતાને ગમતું ગીત સંભળાયું. હાર્મોનીયમના મીઠા સૂર સાથે કન્યાનો મીઠો રાગ ભળ્યો હતો, ને વળી જરા દૂરથી આવતો હતો એટલે તો કાનને તેમજ હૃદયને વધારે મીઠો લાગતો. પિતા, મ્હોટાભાઈ, માએ મધુરીનો સ્વર ઓળખ્યો ને આનંદ આનંદ થયો. પિતા જમીને ઉપર જઇ ઓરડામાં જુવે છે તો મધુરી–દશ વર્ષની મધુરી–મ્હોટાભાઈનું હાર્મોનીયમ વગાડવામાં ગીત ગાવામાં તલ્લીન થઈ હતી. ધીરે પગલે પિતાએ જઇ મધુરીના ખભે હાથ મૂક્યો. મધુરી ચમકી, એટલે પિતાએ કહ્યું. મધુ ? બ્હીશ નહી ! એ તો હું છું. મ્હારી મધુ આવી હોંશીઆર હશે એ ખબર નહી. આજ હમે બધાં બહુ ખુશી થયાં છીએ ત્હારે માટે જરૂર એક દિલરૂબા લાવીશ.

વાર્તા ઓગણત્રીસમી.

## ઠોઠ છોકરો.

ચુની—ભાઈ સાહેબ ! મ્હારાથી લેસન નહી વંચાય. કેમે કરતે મ્હોઢેજ ચ્હડતું નથી. બ્હેન ! બાને કહીને

ભણાવવાનું મુકી દેવડાવને !

બ્હેન—તું તો મૂર્ખોજ રહ્યો ! ન ભણાય-ન આવડે એ શું ? આઠ વર્ષનો ઢોલો થયો તોએ હજી બીજી ચોપડી વાંચતાં આવડતી નથી. ત્હારા કરતાં દોઢ વર્ષે હું મ્હોટી છું ને છઠ્ઠી ચોપડીમાં છું.

ચુની—ઓહોં ! તું તારી જાતનાં વખાણ શાં કરે છે ! તારી યાદદાસ્તી સારી છે તેમાંને ! મ્હને તો યાદ નથી રહેતું.

બ્હેન—પણ યાદ ન કેમ રહે ! જરાક ધ્યાન દઈ વાંચે તો બધુંએ યાદ રહે. તું એવો તો ઠોઠ છે કે ત્હને જે શિખવે તે ત્હારાથી કંટાળે છે. વળી ઘર આગળ લેસન વાંચવાને બદલે આવડો મ્હોટો થયો તોએ ગીલીદંડે કે લખોટે રમવા બેસે છે. વાંચવાની તો વાતજ નહી. ત્હને તો કેટલું કહે ?

ચુની બ્હેનના આ શબ્દો સાંભળી બહુ દીલગીર થયો. પોતે ઠોઠ હતો તે જાણતો અને ભણવા કરતાં રમવામાં વધારે વખત કાઢતો તે પણ વાત ખરી, હવે વાંચવાનો વિચાર કર્યો. પણ બીજાને ગીલીદંડે, લખોટે કે પત્તાં રમતાં દેખે કે રમવાનું મન થતું. એને હવે લાગ્યું કે એ જો નહિ ભણે તો કોઇ ત્હેને ચાહશે નહી. ચુની પાસે પાંચજ મોટર હતી અને તે પણ જુની હતી. હમણાનું કોઇ ત્હેને કાંઈ આપતું નહિ કારણ તે ભણતો નહી.

છેવટે ચુનીએ અભ્યાસ કરવાનો નવોજ રસ્તો ખોળી કાઢયો. પોતે માસ્તર થયો ને પોતાની પાંચે મોટરને સામે નિશાળીઆ તરીકે બેસાડી ચોપડી ઉઘાડી એકેક શબ્દ—એકેક પાઠ હરેક નિશાળીયાને સંભળાવવો શરૂ કર્યો. આ પ્રમાણે ટુંક સમયમાં ચુનીને અભ્યાસ કરવાની ટેવ. ને મજાહ પડી, કારણ પાંચે નિશાળીયા પાઠ વાંચે કે ન વાંચે પણ માસ્તરને તો પાંચ વાર વાંચવો પડતો અને તેથી માસ્તરને પાઠ મ્હોડે રહેતો.



વાર્તા ત્રીસમી.

## રઘવાઇ છોકરી.

દિવાળીના દિવસ હતા. છોકરાંને ફટાકા ફોડવા, સારાં સારાં લુગડાં પહેરી ફરવા હરવાનું હતું. ગળ્યું ખાવાનું ને મજાહ મારવાની હોવાથી છોકરાંઓને દિવાળી બહુ ગમે છે. શારદાના મનમાં એમ હતું કે 'દિવાળી કયારે આવે ?' નિશાળમાં દિવાળીને દિવસે મિલાવડો હતો અને ત્યાં જાદુના ખેલ, ચાહ, ખાવાનું હતું.

દિવાળી આવી. સવારથી શારદા અને ત્હેનાં ભાઈબ્હેનો સાંજની મિજલસની વાતો કરતાં હતાં. કયાં લુગડાં પહેરવાં તે માટે સવારથી ભાંજગઠ ચાલી. શારદા ચાર લુગડાં કાઢે ને મુકે. ખુપ ક્યાં પહેરવાં તે નક્કી કરી શકી નહિ. સ્વ-

ભાંવજ રઘવાટીયો. પ્હેલેથી તૈયાર રહે નહી ને છેવટની ઘડીયે રઘવાટ કરે. 'નિશાળે જવાનો વખત થયો છે' એમ મા કહે ત્યારે આવીયે છીએ,' 'થાય છે,' એમ કહે ને પછી 'જમતાં' નિશાળે જતાં રઘવાટ. આથી કાંઇને કાંઇ ભૂલી જાય. કાંતો જુનો કબજો પહેરે, કાંતો સપાટ બદલાય.

રાત પડવા આવી ને નિશાળે મિલાવડામાં જવાનો વખત થયો. શારદા ઉપર લુગડાં પહેરવા ગઇ. લુગડાં પહેર્યા એટલામાં માએ ગરમ દૂધ મોકલ્યું. 'મુક હેઠળ, પીઉંછું' એમ કહી શારદા લુગડાં મુકવામાં રોકાઇ. રૂમાલ જડતો નહોતો. માંડમાંડ રૂમાલ જડયો. વખત થઇ જવા આવ્યો ને હેઠળથી શારદાના નામની બૂમો પડી. શારદા ઝડીડાઇને 'આવું છું' કહેવા બ્હાર દોડે છે ત્યાં રઘવાટમાં પગ પડયો ઉન્હા ઉન્હા દૂધમાં, ને શારદા "બળીરે!" કરી પડી. બૂમ સાંભળી બધાં ઉપર આવ્યાં ને શારદાને પથારીમાં સુવાડી ઓસડ ચોપડયું પણ રઘવાટનું પરિણામ એ આવ્યું! શારદા ઘણા દિવસથી ગોખી રાખેલા મિલાવડામાં જઈ શકી નહિ.

વાર્તા એકત્રીસમી.

## સંતોષી છોકરો.

ફીલીપ, પરમ દિવસ ત્હારી વરસગાંઠ છે. ત્હને કેટલામું વરસ બેસશે? બોલ જોઇએ ત્હને શું આપું?"

ફીલીપ—કાકા ! મ્હને નવમું વર્ષ બેસશે. ત્હમે શું આપવા ધારો છો ?

કાકા—ત્હને ફુટબોલ ગમશે ? કહે તો ચિત્રની ચોપડી, કહે તો રમતની ચોપડી અથવા લખવાની પેટી આપું. કહે તો કાંઈ જીવતી વસ્તુ આપું.

ફીલીપ—જીવતી એટલે ?

કાકા—પક્ષી બિલાડી કુતરૂં એવું કાંઇ.

ફીલીપ—કાકા ! ત્યારે તો કુતરૂં આપો. એમી પાસે છે એવું. મ્હને કુત્રો બહુ ગમે છે.

ઠીક—મમાને પૂછીને વાત.

ફીલીપની માને પુછતાં જણાયું કે કુત્રાનો વાંધો નથી પણ તેઓ થોડા રોજમાં સીમલે હવા ખાવા જનાર છે એટલે મુસાફરીમાં કુત્રો ફાવે નહી. આથી ફીલીપના કાકાએ ફીલીપ ને માટે લખવાની પેટી આણી ને ફીલીપને હરવખત કાગળ લખવા કહ્યું.

ફીલીપ બીજાં છોકરાં જેવો કજીયાખોર નહોતો. માંગેલી વસ્તુ ન મળતાં કેટલાંક છોકરાં માને પજવે છે, પગ પછાડે છે, રૂવે છે ને ધમાધમ કરી મૂકે છે, એવો ફીલીપ નહોતો. મમાએ ના કહી એથી જરાએ દીલગીર થયો નહિ. કાકા જે આપે તે લઇ સંતોષ પામવાનો હતો; ને લખવાની પેટી મળતાં સંતોષ પામ્યો.

બીજી વરસગાંઠે ફીલીપ સવારમાં બેઠો હતો ત્યાં એક

માણસ ચીઠી ને કુત્રો લઈ આવ્યો. ચીઠીમાં એટલુંજ લખ્યું હતું કે-

મ્હારા વ્હાલા સંતોષી ભત્રિજા ફીલીપને ભેટ.

કુત્રો.

ત્હેના કાકા હેરી તરફથી.

ફીલીપ તો કુત્રો જોઇ વ્હેંત વ્હેંત કુદ્યો. કુત્રો ધોળો હતો, આખા શરીરે ધોળા બરફ જેવા ને રેશમ જેવા સુંવાળા વાળ હતા.

આ કુત્રો જોઇ ફીલીપને બહુ ગમ્યો. ફીલીપ જાતે એને ન્હવડાવતો ખવાડતો ને કુત્રો પણ ફીલીપનું કહ્યું કરતો.



વાર્તા બત્રીસમી.

# મુંગી છોકરી.

નંદા છ વર્ષની હતી, દેખાવડી હતી, સુઘડ હતી, હસમુખી હતી. ટુંકામાં જે ત્હેને જોતા તે ત્હેને રમાડયા વગર રહેતા નહિ. નંદાને પહેલ વ્હેલી મ્હેં મુંબાઇમાં રમકડાંવાળા. શરાફ બ્રધર્સની દુકાને જોઈ. હું રમકડાં લેવા ગયો હતો ત્યાં.

નંદા એક કુંચીવાળી મોટોર ગાડી જોતી ઉભી હતી, આંગળીઓ વડે રમકડાં બતાવતી અને પાસે ઉભેલી બાઇ રમકડાંનો ભાવ ઠરાવતી હતી. નંદાનો શાન્ત ખુબસુરત

છતાં દયામણો ચહેરો જોઇ હું તો ઉભોજ રહ્યો. મ્હને છોકરી માટે દયા આવી અને પાસે ઉભેલી બાઇને પૂછયું. "બ્હેન! આ છોકરી મુગી છે ? હમણાં મુગી થઇ કે પહેલાંથી હતી ?"

બાઇ—ભાઈ ! આ છોકરી બ્હેરી ને મુગી બન્ને છે, છોકરી જેવી દેખાવડી છે ત્હેવીજ નરમ–ડાહી છે. ડાક્તરોનું એમ કહેવું છે કે એ સાજી નહી થાય. એનાં માબાપ નથી; અને એમના મ્હોતના દિવસથીજ આ બ્હેરી તથા મુગી થઇ ગઇ છે. ભાંગવાડીમાં આવેલી એક ચાલમાં એ રહેતાં હતાં. નંદાનો બાપ એક વ્હેપારીને ત્યાં ગુમાસ્તી કરતો હતો. એક રાત્રે સુતાં હતાં ત્યાં લાય લાગી, માળો સળગ્યો. બધાં ઘસઘસાટ ઉંઘતાં હતાં. આગ વધવા લાગી ને જે ઓરડીમાં નંદા, નંદાનો બાપ અને મા સુતાં હતાં તે ઓરડી સળગી. બધાં જાડી ઉઠયાં, નંદાને આગ ઓલવનારાઓમાંના એકે પકડી હેઠળ નાંખી, પણ ત્હેનાં માબાપ તો બળી ગયાં. નંદાએ પોતાનાં માબાપને બળતાં જોયાં અને પોતાને ઉંચેથી ફેંકાતી જોઈ ગભરામણ થઇ અને તેજ દિવસથી બ્હેરી ને મુગી થઇ ગઈ. મ્હારી એ ભાણેજ થાય અને મ્હારી પાસે રહે છે.

નંદાની હકીકતથી મ્હને ઘણી દયા આવી. અને એ છોકરીને એક સારી ચિત્રામણની પેટી લઈ આપી.



## વાર્તા તેત્રીસમી.

# બગાડી મુકેલો છોકરો.

મંગળ એકનો એક છોકરો હતો. એનો બાપ મામલતદાર હતો અને પૈસાદાર હતો. અતિ વ્હાલ બતાવવાથી ઘણાં છોકરાં બગડી જાય છે તેમ મંગળનું થયું હતું. વિશેષમાં પૈસાદાર હતો. નોકર ચાકર હતા એટલે મંગળનું કામ ચ્હડયું હતું. સવારમાં દાતણ તો કરેજ નહિ, ને કરે તો બધા ભાઇ ભાઇ કરી ત્હેની પથારી પાસે પાણી દાતણ લાવે ત્યારે. ચાહ લાવે ને એમ થાય કે દૂધ પીવું છે તો હાલને હાલ દૂધ લાવવું પડે. ખાવામાં પણ એમ. બાપ બ્હાર જાય ત્યારે મંગળ સાથે ખરોજ. ગમે તેવી જરૂરની વાત હોય તો પણ મંગળ ઉઠવાનું કેહ કે ઉઠવુંજ પડે. માની સાથે જાય તોએ બીજાને ત્યાં કજીયા કરે. 'ચાલને, ચાલને, ભૂખ લાગી છે, ખાવું છે' કહી કનડે. બીજાં 'હોય, છોકરાં છે તે એમજ હોય !' એમ કહે પણ પાછળથી ટીકા કરે ને મંગળ ન આવે તો ઠીક એમ ઈચ્છે. આટલું બધું પણ કોઇથી મંગળને કહેવાય નહિ. બાપને ગાળો દે. તમાચા પણ મારે, જક કરે તે બધું સંખાય. કારણ મંગળ એકનો એક છોકરો અને પૈસાદારનો છોકરો. સિપાઈઓ મંગળથી કંટાળ્યા હતા શું કરે ! ગરીબ છોકરાંની સાથે તો બોલેજ નહિ.

પણ બન્યું એવું કે મામલતદારને અચાનક પ્લેગ થયો ને ગુજરી ગયા. બીજે દિવસે મંગળની મા સપડાઇ ને બે દિવસમાં મંગળ માબાપ વિનાનો થઈ ગયો. આઠ દહાડા ન થયા ત્યાં જે બેંકમાં મંગળના બાપે પૈસા મુકયા હતાં તે બેંકે દેવાળું કાઢયું. આથી ટુંક વખતમાં મંગળ માબાપ વિનાનો અને ગરીબ થઈ ગયો. એને એના મામા લઇ ગયા પણ ત્યાં એના ધાર્યા પ્રમાણે થતું નહી. તે હવે બહુ ભારે પડયું, પણ કરે શું ?—



વાર્તા ચોત્રીસમી.

## ઠીકઠાક છોકરી.

વિદુલા નાનપણથીજ ચોકસ. એના માબાપે ન્હાનપણથીજ ઠીકઠાક રહેવાની ટેવ પાડી હતી. રમવાનાં રમકડાં રમી રહે કે તરતજ ગોઠવી પેટીમાં મૂકી દેતી. દૂધ ચાહ પી રહી કે પ્યાલો મુકી આવતી. લખવામાં કોઇની પેન કે સીલેટ લે તો બરોબર સંભાળે ને કામ થઈ રહે કે પાછી જેની હોય ત્હેને આપી આવે. કેટલાંક છોકરાં સાહીનો ખડીયો જયાં ત્યાં રાખે ને પછી જોઇએ ત્યારે ખોળે અથવા ડેસ્ક વાગે એવી જગાએ મૂકી ઠેરઠેર સાહી ઢોળે. એમ વિદુલાનું નહી. લખે ત્યારે પણ ઠીકઠાક. ચોપડીયો સાચવે, એને પુઠાં ચ્હડાવે. બ્હાર જઈને આવે કે તરતજ

પોતાનાં લુગડાં સંકેલે ને પેટીમાં મુકી દે. એ કોઇ દિવસ રઘવાટ કે ઉતાવળ કરતી નહિ. ખાવા બેસે ત્યારે પણ થાળી ચોખ્ખી કરે અને આગળ પાછળ કાંઈ વેરતી નહિ. એ વિદુલાનાં લુગડાં રોજને રોજ નવાં લાગતાં. કારણ કે તે પોતાનાં લુગડાં નિશાળેથી કે બ્હારથી આવી જ્યાં ત્યાં નાંખતી નહિ પણ ઠેકાણે મૂકતી.

વિદુલા બોલવામાં પણ એવીજ ચોકસ. વિચારીને અને બોલવા જેટલુંજ બોલતી. કોઈ બ્હારનું માણસ આવતું તો ત્હેને પણ ધીરે રહી નામ ઠામ વગેરે વિવેકથી પૂછતી અને એ માણસ વિદુલાથી સંતોષ પામતું. વિદુલા ઠીકઠાક હતી એટલે ડૉળી કે ઠસ્સાદાર નહોતી. બીજી રીતે તો સાદી, મળતાવડી, શાન્ત અને સભ્ય હતી.

વાર્તા પાંત્રીસમી.

## રોફી છોકરી.

ગુલ દશ વર્ષની હતી પણ ત્હેને રોફ મારવો બહુ ગમતો. દહાડામાં ચાર બૂટ બદલતી. ફ્રોક જૂદા જૂદા ઘાટનાં ને જાતનાં પહેરતી. માથાના વાળ પણ અનેક રીતે ગોઠવતી. ત્હેમાં સાંજના ચોપાટી ઉપર ફરવા જવાની વખતે એનો રોફ જુદોજ હતો. કોઇ ઠેકાણે ઉભી રહે કે બેસે તો રખેને લુગડાને ડાઘ પડે એ તપાસ્યા કરતી. ભોગજોગે

ગાડીમાં કે રસ્તામાં કોઈ સાધારણ માણુસ અડકી જાય તો ગુલનો મિજાજ જતો રહેતો. જે ભાગને અડકયો હોય તે ભાગ પચીસવાર ખંખેરતી, જતાં જતાં સામી મોટોર મળે ને એની ધૂળ ઉડે તો મોટોરવાળાને ગાળો તો દે પણ પછી વાળ–લુગડાં સાફ કરતી. સાથે એક ગજવામાં રાખવાનું ચાટલું રાખતી.

એક દિવસ ગુલનો ભાઈ કાવસ નિશાળે આવ્યો ને ગુલને કહ્યું " ગુલી ! મ્હારી સાથે ટેનીસ રમ. પીરોજા, જમસુ હમણાં આવશે. એ આવે ત્યાં સુધીમાં એક રમત રમીયે."

ગુલ—નહી રે બા ! મ્હને એ રમત બમત ગમે નહિ. મ્હારાં કપડાં બગડે ને વાળ ચુંથાઇ જાય.

કાવસ—ઓય ત્હારો રોફ ! એમ શેનાં બગડે છે ? પીરોજાને જમસુ ત્હારા કરતાં સારાં. રમત રમતી નથી તેમાંજ કોઇ ત્હને બોલાવતું નથી.

'ભલે'! એટલું કહી ગુલે રૂમાલવતી મ્હો લોચું, વાળ ઠીક કર્યાં ને છત્રી ઉઘાડી ચાલી. સાંજનો વખત હતો. સુરજનો તઠકો આકરો નહોતો પણ રખેને તડાકાથી ચહેરો બગડે એ વિચારથી છત્રી ઉઘાડી. ગુલ હમેશાં રખેને ચહેરો બગડે કે કપડાંને ડાઘ પડે કે ચોળાઈ જાય એ બ્હીકે કોઇ રમત રમતી નહિ.

ગુલના હાથમાં એક ગુલાબનું પુલ હતું તે લઈ ગુલ

ચોપાટી તરફ ગઇ. સામેથી જમસુ પીરોજા ને બીજાં સામે મળ્યાં. સાંજના પાછી આવી ત્યારે જમસુ પીરોજા વગેરે રમત રમી રહ્યાં હતાં. હસાહસ થતી હતી અને સઘળાં ખુશ મીજાજમાં હતાં. ગુલને આવતી જોઇ તેના બાપ રૂસ્તમજી બોલી ઉઠયા "કેમ ગુલ! રોફ મારી કયાં ફરી આવી! જો જો ત્હોરો ચહેરો બગડી ન જાય. આ બધાંની જોડે રમતાં શું થતું હતું? જો તે કેવાં ખુશ છે ને કેવાં તંદુરસ્ત છે? તું ત્હારા મનથી ખુબસુરત માનતી હોઈશ પણ ત્હારામાં લોહીજ કયાં છે?"

ગુલ શરમિંદી પડી ગઇ ને રોવા જેવી થઇ ગઇ.



## વાર્તા છત્રીસમી.

# ભલો છોકરો.

મધુ પાંચ વર્ષનો હતો. એના બાપને લાહોરમાં રેલ્વેમાં નોકરી હતી. એની માનો બાપ એકલો હતો અને પૈસાદાર હતો. એને એકલા ન ગમવાથી મધુને પોતાની પાસે મુકી જવા એના માબાપને કહ્યું. મધુ આ પ્રમાણે દાદા પાસે અંધેરી પાસે જુવેમ ગામમાં રહેતો; દાદા મધુને ખુશ રાખવા બહુ પ્રયત્ન કરતા. મધુ માટે એક બકરાની ગાડી, ફોનોગ્રાફ, નાનો સીનેમેટોગ્રાફ રાખ્યાં હતાં. પોતે જાતે માણસને સાથે લઈ હરિયાપર ફરવા જતો. મુંબાઈથી મેવો વગેરે પણ મંગાવી આપતો. પોતાની પાસેજ સુવાડતો.

એક દિવસ સાંજના સુરજ અસ્ત થવાની તૈયારીમાં હતો તે વેળા ગામથી દૂર આવેલા બંગલામાં મધુને ખોળામાં લઇ દાદો બારીયે બેઠો હતો. કેટલાક દિવસ થયા મધુ હસતો નહી. એ દીલગીર લાગતો અને એને દિલગીર જોઇ દાદાને લાગી આવતું. આજ તો દાદાથી રહેવાયું નહિ તે બોલ્યો. “ બેટા ! મધુ ત્હને શું થાય છે ? ત્હારે કાંઈ જોઈએ છીએ ? આમ દીલગીર કેમ રહે છે ? ”

મધુની આંખમાં આંસુ આવ્યાં અને મધુ દાદાને ભેટી પડયો ને બોલ્યો, ‘દાદા ! મને કાંઇ થતું નથી. બા અને બાપા કયારે આવશે ! એ કયાં છે ! ”

દાદાની આંખમાં પણ આંસુ આવ્યાં. ત્હેણે મધુ ! બા લાહોર છે, એનો કાગળ આવ્યો છે—વગેરે વાત કહી શાન્ત પાડયો, પણ થોડીવારે તે બોલ્યો “ દાદા ! મ્હને ત્હમે બહુ ગમો છો પણ મ્હારા જેવાં છોકરાં હત તો મ્હને બહુ ગમત.” દાદાને આજજ ખબર પડી કે છોકરાંને મ્હોટાં કરતાં ન્હાનાં એમના જેવડાંની સાથે રમવું બહુ ગમે છે. તરતજ ગામમાંથી પોતાના બે ચાર દોસ્તોનાં છોકરાંને રોજ બોલાવવાનું શરૂ કર્યું. ને તે દિવસથી મધુની દીલગીરી જતી રહી.



વાર્તા સડત્રીસમી.

# પુછપાછ કરતો છોકરો.

મનુને આઠ વર્ષનો મુકી એની મા મરી ગઈ હતી. આથી તે એના બાપની પાસે રહેતો હતો. મનુ રોજ સાંજે બાપની સાથે ફરવા જતો તેમજ ઘરમાં પણ બાપની પા-

સેજ રહેતો. મનુમાં એક ગુણુ પુછપાછ કરવાનો હતો. નાહક કંટાળો આપવાની–વચમાં બોલવાની–ટકટક કરવાની કે સમજ્યુ અણુસમજ્યુ બોલવાની ટેવ નહોતી. વખત જોઇ વિવેક અને નરમાશથી પુછતો. આથી મનુના જ્ઞાનમાં ઘણો વધારો થયો. આ ઝાડ શેનું છે ? આ ફળનું નામ શું ? આ છબી કોની ? આ ગાડી શી રીતે ચાલતી હશે ? મુંબાઇ કયાં આવ્યું ? એવા એવા સવાલો કરતો અને એનો બાપ જરા પણ ચ્હીડાયા વિના, ‘ મુંગો મરને ’ ‘ લવારો શો ’ એવું કહ્યા વિના, વ્હાલથી સમજાવતો.

મનુ મ્હોટો થતો ગયો તેમ આ પુછપાછ કરી જાણી લેવાની ટેવ વધતી ગઈ. નિશાળમાં પણુ માસ્તરને સમજણુ ન પડે તેનો ખુલાસો પૂછતો. આથી ત્હેને ગોખવાની જરૂર પડતી નહી અને નિશાળમાં પહેલો નંબર રાખતો.

મનુ પ્રદર્શન કે એવે ઠેકાણે જતો તો ત્યાં પણુ ન સમજણ પડે તો સંભારી રાખતો અને ઘેર આવી રાત્રે ફુરસદની વેળા ખુલાસો લઇ રાખતો.

વાર્તા અડત્રીસમી.

## ધર્મીષ્ટ છોકરી.

ભદ્રા—અલી ક્ષમા ! આજ વળી તું મંદીરમાં જવા કયાંથી તૈયાર થઇ ! કેટલો તાપ પડે છે ? આવા તાપમાં તું જઇને શું કરીશ ! રહેને ઘેર ! આપણે રમીશું.

ક્ષમા—ના, હું તો માશી સાથે જવાની. મ્હને લઈ

જવાની હા કહી છે પછી શામાટે ન જાઉં ?

ભદ્રા—માશી મ્હોટાં છે. તું બાર વરસની શું સમજવાની છે ?

ક્ષમા—અરે મંદીરમાં કાંઈ દર્શન કરવાનાં નથી. ત્યાં પેલા મહારાજ કથા કરે છે તે એવી એવી વાતો કરે છે કે આપણને મજાહ પડે. નાની નાની સ્તુતી શીખવે છે. વળી સંગીત ચાલે છે. કેટલીક સ્તુતિઓ તો મ્હેં મ્હોઢે કરી છે.

ભદ્રા—પણ મ્હારી સાથે બાગમાં આવવાને બદલે કથામાં જવાનું કેમ મન થાય છે ? તું તો મ્હોટી ધર્મિષ્ટની પુછડી ! આપણે તે રમવાનું કે એવું એવું સાંભળવાનું હોય !

ક્ષમા—મ્હને તો એવું ગમે છે કારણ કે સારી થઈ સારાં કામ કરવા માગું છું. ત્યાં કથા સાંભળી વાતો સાંભળી મને શાન્તિ થાય છે ને બીજાનું ભલું કરવાનું મન થાય છે. મને કથામાં તો સમજણ પડતી નથી પણ સાંભળવી તો ગમે છે.

ભદ્રા—તું તો ઢોંગી છે એટલુંજ નહિ પણ ઘરઠી છે. મારૂ માનીને ઘેર રહે, આપણે મજાહ કરીશું.

ક્ષમા એકની બે થઇ નહી. તેતો લુગડાં પહેરી માશી સાથે જવા તૈયાર થઈ. મંદીરમાં જઈ મહારાજની પાસે બેઠી અને બધાની સાથે સ્તુતિ ગાવા મંડી ક્ષમા મ્હોટી થઇ ત્યારે પણ એવીજ ધર્મીષ્ટ રહી અને દુઃખી-ગરીબને જાતે જઇ બરદાસ કરતી, તેમનાં દુઃખ ઓછાં કરવા મથતી.

સંપુર્ણ.

# જાત-મહેનત

અથવા

આપ સમાન બળ નહિ, અને મેઘ સમાન જળ નહિ.



સદાચરણ, રહેણી અને આગ્રહનાં દૃષ્ટાંતો સહિત

કર્ત્તા.

સામ્યુઅલ સ્માઈલ્સ, એલ એલ. ડી.



ભાષાન્તર-કર્ત્તા.

સ્વ૦ ગણપતરામ અનુપરામ ત્રવાડી.

મીઠી મીઠી વાતો, સદ્વર્તન, અને દરીયા પારના દેશોની વાતો, અંગ્રેજી ઉપરથી રચનાર.



કિમ્મત. રૂ. ૧-૦-૦